# PREFACE

It is a matter of great pleasure for us to revise the edition of Vikramorvaśīyam by late M. R. Kale, so as to suit the needs of the present day students. Kale's edition with its scholastic and comprehensive contents has been very useful to students as well as to scholars and teachers and hence the same, in its revised form, is made available, to-day, by us.

The English translation, in the present edition, is printed opposite to the corresponding Sanskrit text for immediate and ready reference. The Prākṛta text, the Sanskrit commentary, and the variant readings will, no doubt, help and enlighten the study of the play.

We hope, that the present edition will be a useful and an enlightening one to the students and scholars alike.

PUBLISHER.

# PREFACE

It is a matter of great pleasure for us to revise the edition of Vikramorvaśīyam by late M. R. Kale, so as to suit the needs of the present day students. Kale's edition with its scholastic and comprehensive contents has been very useful to students as well as to scholars and teachers and hence the same, in its revised form, is made available, to-day, by us.

The English translation, in the present edition, is printed opposite to the corresponding Sanskrit text for immediate and ready reference. The Prākṛta text, the Sanskrit commentary, and the variant readings will, no doubt, help and enlighten the study of the play.

We hope, that the present edition will be a useful and an enlightening one to the students and scholars alike.

PUBLISHER.

# CONTENTS



# વિક્રમોર્વશીયમ્
## નું
## ભાષાંતર

### વિક્રમોર્વશીયમ્
#### અંક પહેલો

ઉપનિષદોમાં જે આકાશ અને પૃથ્વીને વ્યાપીને રહેલા એક પુરુષ કહેવાયા છે, જેના વિશે બીજા કોઈ માટે ન વપરાતો 'ઇશ્વર' શબ્દ સાર્થક છે, મોક્ષની ઇચ્છાવાળા વડે પ્રાણાયમ વગેરેથી જે હૃદયની અંદર શોધાઈ રહ્યા છે, તે દૃઢ ભક્તિયોગથી સહેલાઈથી મળે એવા શિવ તમારું કલ્યાણ કરો. ॥ ૧ ॥

(નાન્દીના અન્તે)

**સૂત્રધાર :** બહુ વિસ્તારનું કામ નથી. (પડદા તરફ જોઈને) મારિષ, આ તરફ જરા આવો તો.

**પારિપાર્શ્વક :** (પ્રવેશીને) મહાશય, આ રહ્યો.

**સૂત્રધાર :** મારિષ, પ્રાચીન કવિઓના નાટકો તો (આ) પરિષદે ઘણાં જોયાં. તેથી આજે હું વિક્રમોર્વશીય નામનું નવું નાટક ભજવીશ. માટે, દરેક પાત્રને કહો કે પોતપોતાના પાઠમાં તે સાવધાન રહે.

**પારિપાર્શ્વક :** જેવી મહાશયની આજ્ઞા.

**સૂત્રધાર :** તો હું હવે (આપ) મહાનુભાવોને પ્રાર્થના કરું. (પ્રણામ કરીને) સ્નેહીઓ પ્રત્યેના આદરને કારણે અથવા નાટકના નાયક માટેના બહુમાનને લઈને કાલિદાસની આ કૃતિનું તમે એકાગ્ર ચિત્તે શ્રવણ કરજો. ॥ ૨ ॥

(પડદા પાછળથી)

જે કોઈ દેવોના મિત્રો હોય અથવા આકાશમાં ગમન કરી શકતા હોય તે (અમારું) રક્ષણ કરજો, રક્ષણ કરજો.

**સૂત્રધાર :** (કાન દઈને) અરે! મારી વિજ્ઞાપના પૂરી થઈ કે તરત જ ટિટોડીઓની ચીસો જેવું આકાશમાં આ શું સંભળાય છે? (વિચાર કરીને) ઠીક છે, સમજાયું.

નરના સખા નારાયણની સાથળમાંથી ઉત્પન્ન થયેલી અપ્સરા કૈલાસપતિની (કુબેરની) સેવા કરીને પાછી વળી રહી હતી ત્યાં અડધે રસ્તે

દેવોના શત્રુઓથી પકડાઈ ગઈ છે. માટે અપ્સરાઓનું આ ટોળું રક્ષણ માટે બૂમો પાડી રહ્યું છે. ॥ ૩ ॥

—પ્રસ્તાવના પૂરી—

(પછી અપ્સરાઓ પ્રવેશ કરે છે.)

બધી : જે કોઈ દેવોના મિત્રો હોય અથવા આકાશમાં ગમન કરી શકતા હોય તે (અમારું) રક્ષણ કરજો, રક્ષણ કરજો.

(પછી પડદો ખસેડીને રથમાં બેઠેલા રાજા પુરૂરવા અને સારથિ પ્રવેશ કરે છે.)

રાજા : વિલાપ કરવો બંધ કરો. સૂર્યની સેવા કરીને પાછા વળી રહેલા મને પુરૂરવાને, પાસે આવીને, કહો, કોનાથી તમારું રક્ષણ કરવાનું છે.

રંભા : અસુરોના ઘમંડથી.

રાજા : પણ દૈત્યોના ઘમંડે તમારું શું બગાડ્યું છે!

**ચિત્રલેખા :** સખી ઉર્વશી, સ્વસ્થ થા. (તું તો) જાણે અપ્સરા ન હોય તેવી લાગે છે.

(ઉર્વશી ભાનમાં આવે છે.)

**રાજા :** (સહર્ષ)

ચન્દ્ર દેખાતાં અંધકારથી મુક્ત બનતી રાત્રિ જેવી, ધૂમાડો જેમાંથી ઘણોખરો ચાલ્યો ગયો છે એવી રાતના અગ્નિની જ્વાલા જેવી, કાંઠાઓના ધસી પડવાથી ડ્હોળી થઈ ગયેલી સ્વચ્છ બનતી ગંગા જેવી, આ સુંદર શરીરવાળી અંદરની મૂર્છાથી લગભગ મુક્ત બની ગઈ હોય તેવું દેખાય છે. ॥ ૭ ॥

**ચિત્રલેખા :** સખી, વિશ્વાસ રાખ. દેવતાઓના નીચ શત્રુઓ, સાચે જ, પરાભવ પામ્યા છે.

**ઉર્વશી :** (આંખો ઉઘાડીને) શું પોતાના પ્રભાવથી (બધું) જોવાવાળા મહેન્દ્ર વડે?

**ચિત્રલેખા :** મહેન્દ્ર વડે નહિ. (પણ) મહેન્દ્ર જેવા જ પરાક્રમી આ રાજર્ષિ પુરૂરવા વડે.

**ઉર્વશી :** (રાજાને જોઈને, સ્વગત) દાનવોએ, ખરેખર, (મારા પર) ઉપકાર કર્યો છે.

**રાજા :** (સ્વસ્થ બનેલી ઉર્વશીને નીરખતાં, સ્વગત) નારાયણ ઋષિને ચળાવવા (લોભાવવા) આવેલી બધી અપ્સરાઓ તેમના સાથળમાંથી ઉત્પન્ન થયેલી આને જોઈને લજાઈ ગઈ તે યોગ્ય જ હતું. અથવા આ તપસ્વીનું સર્જન હોઈ શકે જ નહિ. કારણ કે,

કાન્તિને દેવાવાળો ચન્દ્ર શું આના ઉત્પત્તિના કાર્યમાં સરજનહાર બન્યો હશે? કે, શૃંગાર જ જેનો એક માત્ર રસ છે તેવા કામદેવ પોતે? કે, પુષ્પોની ખાણ જેવો મધુમાસ (વસન્ત)? વેદના અભ્યાસથી જડ (નીરસ) બનેલા, વિષયોમાંથી જેનું કૌતૂહલ (ઇચ્છા) ચાલ્યું ગયું છે તેવા પુરાણ મુનિ આવું મનોહર રૂપ કેમ કરી સરજી શકવાના હતા? ॥ ૮ ॥

**ઉર્વશી :** સખી, આપણી તે સખીઓ ક્યાં હશે?

**ચિત્રલેખા :** અભયને દેવાવાળા મહારાજ જાણે છે.

**રાજા :** (ઉર્વશીને જોતાં) બહુ જ દુઃખમાં છે. જુઓ,

હે સુન્દરી, અકસ્માત એક વાર પણ તમે જેની આંખે ચડો તે પણ તમારા વગર બહુ આતુર થઈ જાય, તો પછી, ગાઢ પ્રેમવાળી તમારી સખીઓની (દશાનું) તો કહેવું જ શું? ॥ ૯ ॥

**ઉર્વશી :** (અપવાર્ય) આનાં વચનો કેવાં કુલીન છે! અથવા ચન્દ્રમાંથી અમૃત ઝરે તેમાં આશ્ચર્ય કેવું? (મોટેથી) માટે જ તો એમને જોવા માટે મારું હૈયું અધીર બને છે.

**રાજા :** (હાથથી બતાવતાં)

હે સુન્દર શરીરવાળી, રાહુથી મુક્ત થયેલા અને પાછા પ્રકાશિત બનેલા ચન્દ્ર જેવા તમારાં મુખને આ તમારી સખીઓ હેમકૂટ પર્વત પરથી જોઈ રહી છે. ॥૧૦॥

**ચિત્રલેખા :** સખી, જો.

**ઉર્વશી :** (રાજાને ઝંખનાભરી રીતે જોતાં) દુઃખમાં ભાગ પડાવનારું આંખો વડે મને જાણે પી રહ્યું ન હોય!

**ચિત્રલેખા :** (અર્થભરી રીતે) અલી, કોણ?

**ઉર્વશી :** સખીઓનું વૃન્દ (ટોળું).

**રંભા :** (સહર્ષ) વિશાખા સમીપ આવેલા ચન્દ્ર જેવા આ રાજર્ષિ ચિત્રલેખાની જોડે ઉર્વશીને લાવી આવી પહોંચ્યા.

**મેનકા :** (નીરખીને) આપણી બંને પ્રિય ઇચ્છાઓ પાર પડી. આ પાછી આણેલી સખી અને સાજાનરવા આ રાજર્ષિ.

**સહજન્યા :** સખી, તું ઠીક જ કહે છે. દાનવો સહેજમાં જીતાય તેવા તો નથી જ.

**રાજા :** સારથિ, આ રહ્યું તે પર્વતનું શિખર. માટે રથને નીચે ઉતારો.

**સૂત :** જેવી આયુષ્યમાનની આજ્ઞા. (કહ્યા પ્રમાણે કરે છે.)

**રાજા :** (હડદોલો લાગ્યો હોય તેવો અભિનય કરીને, સ્વગત) હાશ! આ વસમા ઢાળનું ઉતરાણ મને ફળ્યું.

રથનાં પૈડાં જેવાં ગોળ નિતંબવાળીના ખભાને મારો આ ખભો, કામદેવને જાણે અંકુરો ફૂટ્યાં ન હોય તેમ રોમાંચને ઉપજાવતો, અડક્યો. ॥ ૧૧ ॥

**ઉર્વશી :** (લજાઈને) સખી, જરા પેલી બાજુ આઘી ખસ તો.

**ચિત્રલેખા :** (સ્મિત કરીને) મારાથી એ બને તેમ નથી.

**રંભા :** આવો, રાજર્ષિનો સત્કાર કરીએ. (બધી પાસે આવે છે.)

**રાજા :** સારથિ, રથને થંભાવો કે જેથી,

વસન્તઋતુની શોભા જેમ લતાઓની સાથે જોડાય છે તેમ આ સુન્દર ભમરોવાળી બહુ ઉત્કંઠિત થયેલી ઉત્સુક સખીઓ સાથે જોડાય. ॥ ૧૨ ॥

(સૂત તે પ્રમાણે કરે છે.)

**અપ્સરાઓ :** મહારાજને વિજયનાં વધામણાં.

**રાજા :** અને તમને સખી સમાગમનાં.

**ઉર્વશી :** (ચિત્રલેખાના હાથના ટેકે રથમાંથી ઉતરીને) સખીઓ, આવો. મને ખૂબ જોરથી ભેટો. તમને ફરીથી જોવા પામીશ એવી મને આશા જ રહી ન હતી.

(બધી જલદી જલદી ભેટે છે.)

**રંભા :** મહારાજ સર્વથા સો કલ્પો સુધી પૃથ્વીના પાલનહાર થજો.

**સૂત :** આયુષ્યમાન, પૂર્વ દિશામાંથી બહુ વેગથી આવતા રથનો અવાજ આવે છે.

ચળકતાં સોનાનાં કડાં પહેરેલો, પર્વતના શિખર પર વીજળીવાળા મેઘ જેવો, કોઈ આકાશમાંથી આ ઊતરી રહ્યો છે. ॥ ૧૩ ॥

(અપ્સરાઓ જુએ છે.)

**બધી :** અહો, આ તો ચિત્રરથ!

(પછી ચિત્રરથ પ્રવેશ કરે છે.)

**ચિત્રરથ :** (રાજાને જોઈને, બહુ આદરપૂર્વક) મહેન્દ્રને (પણ) ઉપકાર કરવાને સમર્થ એવા વિક્રમના મહિમાને અભિનન્દન.

**રાજા :** અરે, ગંધર્વરાજ! (રથમાંથી ઊતરીને) પ્રિય મિત્રનું સ્વાગત કરું છું.

(એકબીજાના હાથને સ્પર્શે છે.)

**ચિત્રરથ :** મિત્ર, કેશી ઉર્વશીનું હરણ કરી ગયો છે એવું નારદ પાસેથી સાંભળીને તેને પાછી લાવવા ઇન્દ્રે ગન્ધર્વસેનાને આદેશ આપ્યો. માર્ગમાં ચારણો પાસેથી તમારા જયની સ્તુતિઓ સાંભળીને, તમને અહીં રહેવાને મળવા આવ્યા છીએ. આને આગળ કરી તમે અમારી સાથે ઇન્દ્રનાં દર્શને આવો તો બહુ સારું. તમે, સાચે જ, ઇન્દ્રનું બહુ જ પ્રિય કર્યું છે. જુઓ,

પુરાતન કાળમાં નારાયણ વડે આ ઇન્દ્રને અપાઈ હતી, અને હવે દૈત્યોના હાથમાંથી છોડાવીને તમારા જેવા મિત્ર વડે. ॥ ૧૪ ॥

**રાજા :** નહીં. એવું ન કહો.

એના સાથીઓ શત્રુઓ પર વિજય મેળવે છે તે ખરું જોતાં ઇન્દ્રનો જ મહિમા છે. પૃથ્વીને ધારણ કરવાવાળા પર્વતોની ગુફામાં વિસ્તરતો સિંહની ગર્જનાનો પડઘો પણ હાથીઓને નસાડી મૂકે છે. ॥ ૧૫ ॥

**ચિત્રરથ** : આ યોગ્ય જ કહ્યું. ઘમંડનો અભાવ એ જ વિક્રમનું (બહાદુરીનું) ભૂષણ છે.

**રાજા** : સખા, ઇન્દ્રને મળવા મારા માટે આ ટાણું નથી. માટે તમે જ આને પ્રભુની પાસે પહોંચાડો.

**ચિત્રરથ** : જેવી તમારી ઇચ્છા. આ તરફ, આ તરફ આપ સર્વે. (અપ્સરાઓ જાય છે.)

**ઉર્વશી** : (એક તરફ જઈને) સખી ચિત્રલેખા, ઉપકાર કરવાવાળા રાજર્ષિની પણ હું વિદાય લઈ શકતી નથી. તો તું મારું મુખ બન. (મારા વતી બોલ.)

**ચિત્રલેખા** : (રાજાની પાસે જઈને) મિત્ર, ઉર્વશી વિજ્ઞાપના કરે છે, : "મહારાજ રજા આપે તો પ્રિય સખી જેવી મહારાજની કીર્તિને સ્વર્ગમાં લઈ જવા ઇચ્છું છું."

**રાજા** : તમારું જવું ફરીથી મળવાને માટે હજો.
(ગંધર્વ સાથે બધી આકાશમાં ઊડવાનો અભિનય કરે છે.)

**ઉર્વશી** : (ઊડવામાં અડચણ આવી હોય તેવો અભિનય કરીને) હાય ! લતાની ડાળમાં મારી એકસેરની મોતીની માળા ભરાઈ ગઈ. (આ બહાને પાછળ ફરીને રાજાને જોતાં) ચિત્રલેખા, આને છૂટી કર તો.

**ચિત્રલેખા** : (સ્મિત સાથે) બરાબર ભરાઈ ગઈ છે. મને લાગે છે કે ભાગ્યે જ છૂટી કરાય. તો પણ પ્રયત્ન કરી જોઉં.

**ઉર્વશી** : આ વચનો યાદ તો રહેશે ને ? (ચિત્રલેખા માળાને છૂટી કરવાનો અભિનય કરે છે.

**રાજા** : (સ્વગત)
આના જવામાં ક્ષણનું વિઘ્ન નાખીને હે લતા, તેં મારું પ્રિય કર્યું છે, કે જેથી મારા વડે આજે અર્ધ વાળેલાં મુખવાળી, કટાક્ષ કરી રહેલી આ ફરીથી જોવાઈ. ॥ ૧૬ ॥

**સૂત** : આયુષ્યમાન,
મોટો સર્પ જેમ દરમાં પ્રવેશે તેમ આ વાયવ્યાસ્ત્ર સુરેન્દ્રનો અપરાધ કરવાવાળા દૈત્યોને લવણસમુદ્રમાં નાખીને ફરીથી ભાથામાં પ્રવેશ્યું. ॥ ૧૭ ॥

**રાજા** : તો રથને આગળ લાવ કે જેથી હું તેમાં ચઢું.

**સૂત** : ભલે. (રથને પાસે લાવે છે. રાજા રથમાં બેસવાનો અભિનય કરે છે.)

**ઉર્વશી** : નિઃશ્વાસ નાખતી અને રાજાને નીરખતી સખીઓ સાથે જાય છે, ચિત્રરથ પણ.)

રાજા : (ઉર્વશીના માર્ગ તરફ મુખ કરીને) અહો દુર્લભ વસ્તુમાં આસક્તિ કરાવનાર પ્રેમના દેવતા કેવા અદ્દભુત છે!

તૂટેલી ટોચવાળા મૃણાલમાંથી રેષાને ખેંચતી રાજહંસી જેમ આ પિતાના મધ્ય પ્રદેશ (આકાશ) તરફ ઊડી રહેલી સુરાંગના શરીરમાંથી બલાત્કારે મારા હૈયાને ખેંચી જાય છે. ॥ ૧૮ ॥ (બધા જાય છે.)

[પહેલો અંક પૂરો]

## અંક બીજો

०

(પછી વિદૂષક પ્રવેશ કરે છે.)

**વિદૂષક** : ઓહોહો! નિમંત્રણના લાડુઓથી બ્રાહ્મણનું પેટ જેમ ફાટું ફાટું થાય તેમ હું રાજાના રહસ્યથી ફાટું ફાટું થઈ રહ્યો છું. વસતિમાં જીભને વશ રાખવાનું મારે માટે અશક્ય બન્યું છે. તો, જ્યાં સુધી પ્રિય મિત્ર ન્યાયાસન પરથી ઊઠે નહિ ત્યાં સુધી ઓછી અવરજવરવાળા આ વિમાનોત્સંગ મહેલની સમીપમાં ઊભો રહું.

(આંટો મારી ત્યા ઊભો રહે છે.)

**ચેટી** : (પ્રવેશ કરીને) દેવી કાશીરાજપુત્રીએ મને આજ્ઞા કરી છે, "અલી, નિપુણિકા, જ્યારથી ભગવાન સૂર્યની પૂજા કરીને પાછા આવ્યા છે ત્યારથી આર્યપુત્ર હૃદય વગરના હોય તેવા જણાય છે. માટે તેમની ઉત્કંઠાનું શું કારણ છે તે તેમના પ્રિય મિત્ર માણવક પાસેથી જાણી લાવ." પણ એ ભામણને મારે છેતરવો કેવી રીતે? અથવા, ઘાસનાં તણખલાં પર પડેલાં ઝાકળનાં ટીપાંની જેમ રહસ્ય તેનામાં લાંબો વખત ટકી શકવાનું નથી. ચાલ ત્યારે, એને ખોળી કાઢું. (ચક્કર લગાવી, જોઈને) આ રહ્યો ચીતરેલા વાંદરા જેમ, કોને ખબર કેમ, ચૂપચાપ ઊભેલો માણવક. તેની પાસે જ જઉં. (પાસે જઈને) પૂજ્ય, પ્રણામ કરું છું.

**વિદૂષક** : તારું કલ્યાણ થાઓ, (સ્વગત) આ દુષ્ટ દાસીને જોતાંવેંત જ પેલું રાજરહસ્ય હૃદય ચીરીને બહાર નીકળી જવાનું કરે છે. (મોટેથી) નિપુણિકા, સંગીતનો અભ્યાસ પડતો મૂકીને કઈ બાજુ જવા નીકળી છે?

**નિપુણિકા** : દેવીની આજ્ઞાથી તમને જ મળવા.

**વિદૂષક** : પૂજ્ય દેવીની શી આજ્ઞા છે?

**નિપુણિકા** : દેવી કહે છે, "આર્ય સદા ય મારો પક્ષપાત કરતા આવ્યા છે. મને અનુચિત વેદનાથી પીડાતી જોઈને ઉદાસ બેસી રહે તેવા નથી."

વિદૂષક : (અનુમાન કરતા) શું પ્રિય મિત્રે તેમને ન ગમે તેવું કંઈ કર્યું છે?

નિપુણિકા : જેના કારણે મહારાજ કામાતુર બન્યા છે તે સ્રીના નામ વડે મહારાજે દેવીને બોલાવ્યાં.

વિદૂષક : (સ્વગત) શું એમણે પોતે જ રહસ્ય ખુલ્લું પાડી દીધું ? તો પછી જીભને વશમાં રાખવાનું દુઃખ શા માટે મારે વેઠવું ? (મોટેથી) શું દેવીને ઉર્વશી એમ સંબોધન કર્યું ? તેના દર્શનથી ગાઢા બનેલા માત્ર દેવીને જ નહીં મને પણ, બધાય વિનોદ પ્રત્યે અણગમો બતાવતા, તેઓ ખૂબ પીડા આપી રહ્યા છે.

નિપુણિકા : (સ્વગત) મહારાજના રહસ્યરૂપી કિલ્લાને મેં તોડી પાડ્યો. (મોટેથી) આર્ય, તો દેવીને હું શું કહું ?

વિદૂષક : નિપુણિકા, દેવીને કહેજે, 'પહેલાં મૃગજલ પાછળ દોડતાને પાછા વાળવાનો પ્રયત્ન કરીશ. પછી જ દેવીનું મુખ જોઈશ.'

નિપુણિકા : જેવી આર્યની આજ્ઞા. (જાય છે.)

(પડદા પાછળ વૈતાલિક)

દેવનો જય થાઓ.

આ લોકના (રાજના-પૃથ્વીના) અન્ત સુધી અંધકારનો (પાપાચરણનો)-નાશ કર્યો છે એવા તમારો અને દિનકરનો (સૂર્યનો) અધિકાર અમારા મતે સરખા પરિશ્રમવાળો છે. જ્યોતિઓના આ અધિપતિ (સૂર્ય) ક્ષણને માટે આકાશની મધ્યમા ઊભા રહ્યા છે (વિશ્રામ લેવા) દિવસના છઠ્ઠા ભાગમા તમે પણ પોતાને મનમા આવે તેમ વર્તી શકો છો. ॥ ૧ ॥

વિદૂષક (કાન દઈને) ન્યાયાસનેથી ઊઠીને પ્રિય મિત્ર આ તરફ જ આવી રહ્યા છે. તો લાવ, તેમની પાસે જઉં. (જાય છે.)

—પ્રવેશક સમાપ્ત—

(પછી ઉત્કંઠાવાળો રાજા તથા વિદૂષક પ્રવેશે છે.)

રાજા : તે સુરલોકની સુન્દરી કામદેવના અમોઘ બાણથી કરાયેલા માર્ગવાળા હૃદયમા નિર્વાધિત જ પ્રવેશી ગઈ છે. ॥૨॥

વિદૂષક : (સ્વગત) બાપડી કાશીરાજપુત્રી, ખરેખર, બહુ પીડાની દશે.

રાજા : તને કહેલી ગુપ્ત વાતનું રક્ષણ તો કર્યું છે ને? (કોઈને કહી નથી ને?)

વિદૂષક : (વિષાદ સાથે, સ્વગત) હાય, ધિક્કાર છે. હાય, ધિક્કાર છે. દાસી મને છેતરી ગઈ. નહીં તો પ્રિય મિત્ર આમ, જરૂર, ન પૂછે.

રાજા : (શંકા સાથે) કેમ મૂંગો રહ્યો છે?

વિદૂષક : તમને પણ ઓચિંતો જવાબ નથી દેતો, એવી તો જીભને વશ રાખી છે.

રાજા : બરાબર છે. હવે મનને ક્યાં વિનોદ કરાવું?

વિદૂષક : ભોજનશાળામાં જઈએ.

રાજા : ત્યાં શું છે?

વિદૂષક : ત્યાં કને, એકઠી કરાયેલી સામગ્રીવાળા પાંચ પ્રકારના ખોરાકને રંધાતો જોવામાં ઉત્કંઠાને ભૂલવાનું શક્ય બનશે.

રાજા : (સ્મિત સાથે) ત્યાં (તારી) મનગમતી વસ્તુઓની હાજરીથી તને આનંદ થશે. પણ, દુર્લભ વસ્તુની ઇચ્છા કરવાવાળા મારે કેવી રીતે પોતાને આનંદમાં રાખવો?

વિદૂષક : તમે ઉર્વશીની નજરે તો પડયા હતા ને?

રાજા : તેથી શું?

વિદૂષક : તો પછી એ દુર્લભ છે એવું હું નથી માનતો.

રાજા : આને પક્ષપાત સમજ.

વિદૂષક : આમ બોલીને તમે મારા કૌતૂહલને વધારી દીધું. જેમ હું કદરૂપતામાં અજોડ છું તેમ શું રૂપમાં તે ઉર્વશી અદ્વિતીય છે?

રાજા : માણવક, તેના અંગેઅંગનું વર્ણન કરવું અશક્ય છે એવું જાણ. સંક્ષેપમાં (વર્ણવું છું.) સાંભળ.

વિદૂષક : હું એકાગ્ર છું.

રાજા : હે મિત્ર, તેનો દેહ આભૂષણનું ય આભૂષણ છે; શણગારનો ખાસ શણગાર છે; અને ઉપમાનનું પ્રતિઉપમાન છે. ॥ ૩ ॥

વિદૂષક : એટલે જ તો તમે દિવ્યરસને (સ્વર્ગના પ્રેમને, આકાશના જલને) ઝંખતા ચાતકવ્રત લઈ બેઠા છો.

રાજા : નિર્જન સ્થળ સિવાય ઉત્સુકનું (પ્રેમમાં પડેલાનું) બીજું કોઈ વિશ્રામ-સ્થાન નથી. માટે, પ્રમદવનનો માર્ગ બતાવ.

વિદૂષક : (સ્વગત) હવે શું કરું? (ક્યાં જઉં?) (મોટેથી) આ તરફ, આ તરફ આવો. (ફરીને) પ્રમદવનથી પ્રેરાયેલો આ દક્ષિણનો પવન તમારું આતિથ્ય કરવા સામો આવે.

**રાજા** : (જોઈને) આ વાયુનું આ(દક્ષિણ) વિશેષણ યોગ્ય છે. આ સાચે જ, પેલી માધવી લતામાં સિંચન કરતો અને કૌન્દીલતાને નચાવતો, સ્નેહ (મધ, પ્રેમ) અને દાક્ષિણ્યના (દક્ષિણ દિશાના, વિનયના) મિશ્રણથી કામી જેવો મને લાગે છે. ॥૪॥

**વિદૂષક** : તમારો પ્રેમ (પણ) એવો જ હશે. (થોડાંક પગલાં ચાલીને) આ રહ્યું પ્રમદવનનું પ્રવેશદ્વાર. પ્રવેશ કરો તમે.

**રાજા** : પહેલાં તું પ્રવેશ કર. (બંને પ્રવેશ કરે છે.) (સામે જોતાં) પ્રમદવનમાં પ્રવેશ કરવાથી વેદનાનો ઉપાય થશે એવું, હે મિત્ર, જે મેં ધારેલું તે બરાબર ન હતું. કારણ કે,

તાપની શાન્તિ માટે ઉતાવળે ઉદ્યાનમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા મારું તો નદીના વેગથી તણાતા માણસના સામે પૂરે તરવા જેવું થયું. ॥૫॥

**વિદૂષક** : (એ તે) કેમ વળી ?

**રાજા** : દુર્લભ વસ્તુની ઝંખનામાંથી જે પાછું વાળી શકાતું નથી એવા આ મનને કામદેવે પહેલાંથી જ વીંધી નાખ્યું છે. મલયના પવનથી જેનાં પાકાં પાંદડાંઓ ખરી પડયાં છે તેવા ઉદ્યાનનાં આમ્રવૃક્ષોને મોર (મંજરીઓ) બેસવાથી હવે તો (વ્યથાનું) કહેવું જ શું? ॥૬॥

**વિદૂષક** : વિલાપ કરવો રહેવા દો. કામદેવ પોતે જ થોડા સમયમાં તમારા ઇષ્ટ (પ્રિય) જનનો સમાગમ કરાવી સુખના દેવાવાળા થશે.

**રાજા** : બ્રાહ્મણના વચનને માથે ચડાવું છુ. (બંને આંટા મારે છે.)

**વિદૂષક** : વસન્તના આગમનને સૂચવતી પ્રમદવનની રમણીયતાને (તો) તમે નીરખો.

**રાજા**. પ્રત્યેક પગલે (એ) જોઈ જ રહ્યો છું ને. અહીં,

ટોચમાં સ્ત્રીના નખ જેવું રાતું અને બે બાજુ શ્યામ આ કુરબક, રાગની (રતાશની, પ્રેમની) વૃદ્ધિ થવાથી સુંદર લાગતો અને (પુષ્પોથી) વિકસવાની તૈયારી કરતો આ નાનકડો અશોક, આંબામાં અલ્પ બંધાયેલ પરાગને લઈને છેડા પર પીળી લાગતી એકેલી આ નવી મંજરીઓને લઈને વસન્તની શોભા, હે સખા, મુગ્ધત્વ અને યૌવનની મધ્યમાં આવીને ઊભી છે. ॥૭॥

**વિદૂષક** : મણિશિલાથી શોભતો આ અતિમુક્ત લતામંડપ ભમરાઓના વડવાથી ખરી પડેલાં પુષ્પો વડે જાણે પોતે જ સત્કાર કરી તમારું સ્વાગત કરી રહ્યો ન હોય! માટે, આના પર અનુગ્રહ (કૃપા) કરો.

**રાજા** : જેવી તારી મરજી. (આંટા મારી બંને બેસે છે).

**વિદૂષક** અહી આરામથી બેસીને સુન્દર લતાઓથી લોભાતી (આકર્ષાતી) આખોવાળા તમે ઉર્વશી માટેની તાલાવેલીને હળવી કરો

**રાજા** (નિસાસો નાખીને)
તેનુ રૂપ જોયા પછી દુરારાધ્ય બનેલી મારી આખો, નમેલી ડાળાવાળી ઉપવનની લતાઓને પુષ્પોથી ભરેલી જોવા છતા, આનન્દ પામતી નથી ॥ ૮ ॥
માટે કોઈક ઉપાય શોધી કાઢ કે જેથી મારો મનોરથ સફળ થાય

**વિદૂષક** (હસીને) અહલ્યાની કામના કરવાવાળા મહેન્દ્રનો વૈદ્ય અને ઉર્વશીને ઝખતા એવા તમારો હુ, આમા, બને ય ગાડા

**રાજા** અતિ સ્નેહ, નિશ્ચય, માર્ગ સૂઝાડે છે

**વિદૂષક** આ હુ વિચાર કરુ છુ પણ રોદણા રોઈને મારી સમાધિનો રખે ભગ કરતા (વિચારમા હોય તેવો અભિનય કરે છે)

**રાજા** (કઈ શુકન થયુ હોય એવુ સૂચવીને) (સ્વગત)
પૂર્ણ ચન્દ્ર જેવા મુખવાળી તે સહેલાઈથી મળે તેમ નથી, અને છતા ય, ન સમજાય તેવી અનગની આ ચેષ્ટાઓ જ્યારે મનોરથ સફળ થવાની તૈયારીમા હોય છે ત્યારે મન, એકાએક, નિરાત અનુભવે છે ॥ ૯ ॥

(આશા ઉપજવાથી પ્રોત્સાહિત બની ઊભો રહે છે)

(પછી આકાશમાર્ગેથી ઉર્વશી અને ચિત્રલેખા પ્રવેશ કરે છે)

**ચિત્રલેખા** સખી, કારણ જણાવ્યા સિવાય કઈ બાજુ જઈ રહી છે ?

**ઉર્વશી** સખી, હેમકૂટના શિખર પર જ્યારે લતાની ડાળીએ આકાશમા ઊડતી મને મુશ્કેલીમા નાખી હતી ત્યારે મજાક કરીને હવે મને શુ પૂછે છે ?

**ચિત્રલેખા** શુ પેલા રાજર્ષિ પુરૂરવા પાસે જવા નીકળી છે ?

**ઉર્વશી** લજ્જાને (શરમને) કાઢી મૂકી છે એવુ આ મારુ પગલુ છે

**ચિત્રલેખા** પણ, સખીએ આગળ કોને મોકલ્યુ છે ?

**ઉર્વશી** હૃદયને

**ચિત્રલેખા** તુ પોતે જ, આગળપાછળનો, બરાબર વિચાર કરી લેજે

**ઉર્વશી** મદન (કામદેવ) જ મને આજ્ઞા કરે છે (પછી) આમા વિચાર કરવાનુ રહ્યું ક્યા ?

**ચિત્રલેખા** જો એમ છે તો પછી મારે આનાથી વધારે કઈ કહેવાનુ રહેતુ નથી

**ઉર્વશી** તો પછી જતા અડચણ ન આવે તેવો માર્ગ બતાવ

**ચિત્રલેખા** : સખી, નિશ્ચિંત બન. ભગવાન બૃહસ્પતિએ (દેવોના ગુરુએ) અપરાજિતા નામની શિખા બાંધવાની વિદ્યા શીખવીને, ખરેખર, આપણને દેવતાઓના શત્રુથી અનુલ્લંઘનીય બનાવી દીધાં છે.

**ઉર્વશી** : એ (વાત) તો મારું હૈયું વિસારી બેઠું હતું!

(સિદ્ધોના માર્ગે જઈને)

**ચિત્રલેખા** : ગંગા અને યમુનાના સંગમથી વિશેષ પવિત્ર બનેલાં જલમાં પોતાને જોઈ રહેલા આ પ્રતિષ્ઠાનના માથાના મુગટ જેવા રાજર્ષિના મહેલે આપણે આવી પહોંચ્યાં.

**ઉર્વશી** : (જોઈને) બીજે સ્થળે આણેલું સ્વર્ગ છે, એમ કહેવું જોઈતું હતું. (વિચાર કરીને) સખી, દુઃખમાં દયા કરવાવાળા તે અત્યારે ક્યાં હશે, ભલા?

**ચિત્રલેખા** : નન્દનવનના એક ભાગ જેવા આ પ્રમદવનમાં ઊતરીને તપાસ કરીશું. (બંને ઊતરે છે.)

**ચિત્રલેખા** : (જોઈને, સહર્ષ) સખી, પ્રથમથી ઊગેલા ચન્દ્ર જેમ કૌમુદીની (ચાંદનીની) તેમ આ તારી પ્રતીક્ષા કરી રહ્યા છે. (વાટ જોઈ રહ્યા છે.)

**ઉર્વશી** : સખી, પહેલાં જોયા હતા તેના કરતાં હમણાં મહારાજ આંખોને વધારે પ્રિય લાગે છે.

**ચિત્રલેખા** : સ્વાભાવિક છે. તો ચાલ, (તેમની) પાસે જઈએ.

**ઉર્વશી** : તિરસ્કારિણીથી ઢંકાઈ એમની પડખે ઊભીને પહેલાં તો સાંભળું. પાસે બેઠેલા (એમના) મિત્ર સાથે એકાંતમાં કંઈ વાતો કરી રહ્યા છે.

**ચિત્રલેખા** : જેવી તારી મરજી. (કહ્યા પ્રમાણે બંને કરે છે.)

**વિદૂષક** : ઓ, હે, દુર્લભ પ્રિયાને મળવાનો ઉપાય મેં વિચારી રાખ્યો છે.

(રાજા મૂંગો રહે છે.)

**ઉર્વશી** : એવી તો, ખરેખર, કોણ હશે જે આમનાથી ચહાવાતાં (છતાં) પોતાને મોટી માનતી હશે?

**ચિત્રલેખા** : મનુષ્ય જેમ, વળી, શું વર્તવા માંડ્યું?

**ઉર્વશી** : દૈવી શક્તિથી ઓચિંતું જાણતાં મને બીક લાગે છે.

**વિદૂષક** : અરે, ઓ, હું કહું છું કે ઉપાય જડી ગયો છે.

**રાજા** : તો પછી કહે ને.

**વિદૂષક** : અહીં આરામથી બેસીને સુન્દર લતાઓથી લોભાતી (આકર્ષાતી) આંખોવાળા તમે ઉર્વશી માટેની તાલાવેલીને હળવી કરો.

**રાજા** : (નિસાસો નાંખીને)

તેનું રૂપ જોયા પછી દુરારાધ્ય બનેલી મારી આંખો, નમેલી ડાળોવાળી ઉપવનની લતાઓને પુષ્પોથી ભરેલી જોવા છતાં, આનન્દ પામતી નથી. ॥ ૮ ॥ માટે કોઈક ઉપાય શોધી કાઢ કે જેથી મારો મનોરથ સફળ થાય.

**વિદૂષક** : (હસીને) અહલ્યાની કામના કરવાવાળા મહેન્દ્રનો વૈદ્ય અને ઉર્વશીને ઝંખતા એવા તમારો હું, આમાં, બંને ય ગાંડા.

**રાજા** : અતિ સ્નેહ, નિશ્ચય, માર્ગ સૂઝાડે છે.

**વિદૂષક** : આ હું વિચાર કરું છું. પણ રોદણાં રોઈને મારી સમાધિનો રખે ભંગ કરતા. (વિચારમાં હોય તેવો અભિનય કરે છે.)

**રાજા** : (કંઈ શુકન થયું હોય એવું સૂચવીને) (સ્વગત)

પૂર્ણ ચન્દ્ર જેવા મુખવાળી તે સહેલાઈથી મળે તેમ નથી; અને છતાં ય, ન સમજાય તેવી અનંગની આ ચેષ્ટાઓ. જ્યારે મનોરથ સફળ થવાની તૈયારીમાં હોય છે ત્યારે મન, એકાએક, નિરાંત અનુભવે છે. ॥ ૯ ॥

(આશા ઉપજવાથી પ્રોત્સાહિત બની ઊભો રહે છે.)

(પછી આકાશમાર્ગેથી ઉર્વશી અને ચિત્રલેખા પ્રવેશ કરે છે.)

**ચિત્રલેખા** : સખી, કારણ જણાવ્યા સિવાય કઈ બાજુ જઈ રહી છે?

**ઉર્વશી** : સખી, હેમકૂટના શિખર પર જ્યારે લતાની ડાળીએ આકાશમાં ઊડતી મને મુશ્કેલીમા નાખી હતી ત્યારે મજાક કરીને હવે મને શું પૂછે છે?

**ચિત્રલેખા** : શું પેલા રાજર્ષિ પુરૂરવા પાસે જવા નીકળી છે?

**ઉર્વશી** : લજ્જાને (શરમને) કાઢી મૂકી છે એવું આ મારું પગલું છે.

**ચિત્રલેખા** : પણ, સખીએ આગળ કોને મોકલ્યું છે?

**ઉર્વશી** : હૃદયને.

**ચિત્રલેખા** : તું પોતે જ, આગળપાછળનો, બરાબર વિચાર કરી લેજે.

**ઉર્વશી** : મદન (કામદેવ) જ મને આજ્ઞા કરે છે. (પછી) આમાં વિચાર કરવાનું રહ્યું ક્યાં?

**ચિત્રલેખા** : જો એમ છે તો પછી મારે આનાથી વધારે કંઈ કહેવાનું રહેતું નથી.

**ઉર્વશી** : તો પછી જતાં અડચણ ન આવે તેવો માર્ગ બતાવ.

**ચિત્રલેખા** : સખી, નિશ્ચિંત બન. ભગવાન બૃહસ્પતિએ (દેવોના ગુરુએ) અપરાજિતા નામની શિખા બાંધવાની વિદ્યા શીખવીને, ખરેખર, આપણને દેવતાઓના શત્રુથી અનુલ્લંઘનીય બનાવી દીધાં છે.

**ઉર્વશી** : એ (વાત) તો મારું હૈયું વિસારી બેઠું હતું !

(સિદ્ધોના માર્ગે જઈને)

**ચિત્રલેખા** : ગંગા અને યમુનાના સંગમથી વિશેષ પવિત્ર બનેલાં જલમાં પોતાને જોઈ રહેલા આ પ્રતિષ્ઠાનના માથાના મુગટ જેવા રાજર્ષિના મહેલે આપણે આવી પહોંચ્યાં.

**ઉર્વશી** : (જોઈને) બીજે સ્થળે આણેલું સ્વર્ગ છે, એમ કહેવું જોઈતું હતું. (વિચાર કરીને) સખી, દુઃખમાં દયા કરવાવાળા તે અત્યારે ક્યાં હશે, ભલા ?

**ચિત્રલેખા** : નન્દનવનના એક ભાગ જેવા આ પ્રમદવનમાં ઊતરીને તપાસ કરીશું. (બંને ઊતરે છે.)

**ચિત્રલેખા** : (જોઈને, સહર્ષ) સખી, પ્રથમથી ઊગેલા ચન્દ્ર જેમ કૌમુદીની (ચાંદનીની) તેમ આ તારી પ્રતીક્ષા કરી રહ્યા છે. (વાટ જોઈ રહ્યા છે.)

**ઉર્વશી** : સખી, પહેલાં જોયા હતા તેના કરતાં હમણાં મહારાજ આંખોને વધારે પ્રિય લાગે છે.

**ચિત્રલેખા** : સ્વાભાવિક છે. તો ચાલ, (તેમની) પાસે જઈએ.

**ઉર્વશી** : તિરસ્કારિણીથી ઢંકાઈ એમની પડખે ઊભીને પહેલાં તો સાંભળું. પાસે બેઠેલા (એમના) મિત્ર સાથે એકાંતમાં કંઈ વાતો કરી રહ્યા છે.

**ચિત્રલેખા** : જેવી તારી મરજી. (કહ્યા પ્રમાણે બંને કરે છે.)

**વિદૂષક** : ઓ, હે, દુર્લભ પ્રિયાને મળવાનો ઉપાય મેં વિચારી રાખ્યો છે.

(રાજા મૂંગો રહે છે.)

**ઉર્વશી** : એવી તો, ખરેખર, કોણ હશે જે આમનાથી ચહાવાતાં (છતાં) પોતાને મોટી માનતી હશે ?

**ચિત્રલેખા** : મનુષ્ય જેમ, વળી, શું વર્તવા માંડ્યું ?

**ઉર્વશી** : દૈવી શક્તિથી ઓચિંતું જાણતાં મને બીક લાગે છે.

**વિદૂષક** : અરે, ઓ, હું કહું છું કે ઉપાય જડી ગયો છે.

**રાજા** : તો પછી કહે ને.

**વિદૂષક** : સ્વપ્નમાં સમાગમ કરાવનારી નિદ્રાનું સેવન કરો, અથવા ઉર્વશીનું ચિત્ર દોરી જોવામાં વખત પસાર કરો.

**ઉર્વશી** : ( સહર્ષ ) બીકણ હૃદય, હિંમત રાખ, હિંમત રાખ.

**રાજા** : બંને ( ઉપાયો ) પ નકામા છે.
હૃદય કામનાં બાણોથી અંદર સદાય પીડાઈ રહ્યું છે. સ્વપ્નમાં સમાગમ કરાવવાવાળી નિદ્રા કેમ કરી મેળવું ? અને તે સુંદર મુખવાળી પ્રિયાનું ચિત્ર પૂરું કરું તે પહેલાં આંખો પાણીથી નહીં ભરાઈ જાય તેવું નથી. ॥ ૧૦ ॥

**ચિત્રલેખા** : સખી, સાંભળ્યું ને ?

**ઉર્વશી** : સાંભળ્યું. પણ હૈયું ધરાય તેટલું નહીં.

**વિદૂષક** : મારી બુદ્ધિની શક્તિ આટલી.

**રાજા** : ( નિસાસો લઈને )
મારા મનની અત્યંત તીવ્ર વેદના તે જાણતી નથી. અથવા, દૈવી શક્તિથી મને અનુરાગવાળો જાણવા છતાં ( તે ) ( મારી ) અવગણના કરે છે. તેના વિશેના મારા સમાગમના મનોરથોને ફલની અપ્રાપ્તિથી નીરસ બનાવીને ભલે પાંચ બાણવાળા કામદેવ પોતાનું ધાર્યું કરે. ॥ ૧૧ ॥

**ચિત્રલેખા** : સાંભળ્યું ને?

**ઉર્વશી** : હાય ધિક્કાર છે, હાય ધિક્કાર છે. મને આવી માને છે. આની આગળ જઈ ઉત્તર દેવાનું મારામાં સામર્થ્ય નથી. પ્રભાવથી ભૂર્જપત્ર બનાવી ઉત્તર દેવા ઇચ્છું છું.

**ચિત્રલેખા** : મને મંજૂર છે.
( ઉર્વશી ઉતાવળે ( ભૂર્જપત્ર ) લઈ કહ્યા પ્રમાણે કરે છે. )

**વિદૂષક** : બચાવો, બચાવો, સર્પની કાંચળી જેવું આ શું આપણી આગળ ( આવી ) પડ્યું ?

**રાજા** : ( બરાબર જોઈને ) ભૂર્જપત્રમાં લખેલા આ તો અક્ષરો છે.

**વિદૂષક**: અદશ્ય રહીને તમારો વિલાપ સાંભળી સમાન અનુરાગ ( પ્રેમ )ને સૂચવતા અક્ષરો કદાચ તે ઉર્વશીએ પાઠવ્યા હોય !

**રાજા** : મનોરથો આંબી ન શકે એવું કોઈ સ્થળ નથી. ( લઈને, મનમાં વાંચી, સહર્ષ ) સખા, તારું અનુમાન સાચું છે.

**વિદૂષક** : તો હવે કૃપા કરો. આમા શું લખ્યું છે તે સાંભળવાની ઇચ્છા છે.

**ઉર્વશી** : શાબાશ. આર્ય તમે રસિક ( નાગરિક ) છો.

**રાજા** : સાંભળ. (વાંચે છે.)

હે સ્વામી, પ્રેમ કરી રહેલા તમારા પ્રત્યે, મને જાણ્યા વગર, તમે માનો છો તેવી જો હું હોઉં તો કચડાઈ રહેલાં પારિજાતનાં પુષ્પોવાળી પથારીમાં (આળોટતાં) નન્દનવનના વાયરા મારા શરીરને કેમ બહુ ઉષ્ણ (ગરમ) લાગતા હશે ? ॥ ૧૩ ॥

**ઉર્વશી** : હવે શો જવાબ આપશે, ભલા ?

**ચિત્રલેખા** : કમલની નાળ જેવાં સુકાયેલાં અંગોએ જવાબ આપી જ દીધો છે ને.

**વિદૂષક** : સદ્‌ભાગ્યે, ભૂખ્યા મને જેમ સ્વસ્તિવાચનના લાડુ મળે તેમ તમને (આ) આશ્વાસન મળી ગયું.

**રાજા** : આશ્વાસન છે, એવું કેમ કહે છે ?

સમાન પ્રેમને સૂચવતું સુન્દર અર્થને ધારણ કરતું, પત્રમાં લખેલું પ્રિયાનું ગીત, તે મદિરા જેવી આંખવાળીના ઊંચી પાંપણોવાળાં મુખ સાથે મારું મુખ સમાગમ પામ્યું હોય તેવું જાણે ન હોય ! ॥ ૧૪ ॥

**ઉર્વશી** : હવે આપણા એના પ્રેમના સરખા ભાગ પડયા.

**રાજા** : મિત્ર, આંગળીના પરસેવાથી કદાચ અક્ષરો ભૂંસાઈ જાય. માટે પ્રિયાના આ હસ્તાક્ષરને તું સાચવ.

**વિદૂષક** : (લઈને) શું તે ઉર્વશી તમારા મનોરથોને પુષ્પિત કરી ફલ પ્રત્યે હવે નિરાશ કરશે ?

**ઉર્વશી** : સખી, સમીપ જતાં ડરતાં આ હૃદયને સ્વસ્થ કરું તેટલામાં તું આની આગળ છતી થઈ મારે (કહેવા) યોગ્ય કંઈ કહે.

**ચિત્રલેખા** : ભલે (તિરસ્કારિણી દૂર કરીને રાજા પાસે જઈ) જય થાઓ, મહારાજનો.

**રાજા** : તમારું સ્વાગત હો, ભદ્રે,

ને સખી વગરનાં તમે ગંગા વગરની યમુના જેવાં, તેવો આનન્દ નથી આપતાં જેવો પહેલાં જોયેલા બંનેનાં સંગમે આપ્યો હતો. ॥ ૧૫ ॥

**ચિત્રલેખા** : પહેલાં તો વાદળાંઓની ઘટા હોય. પછી જ લતા જેવી વીજળી દેખાય.

**વિદૂષક** : (એક બાજુ) શું આ ઉર્વશી નથી ? તેની માનિતી સખી છે ?

**ચિત્રલેખા** : ઉર્વશી મસ્તક નમાવી મહારાજને પ્રાર્થના કરે છે—

**રાજા** : શી આજ્ઞા કરે છે ?

**ચિત્રલેખા** : દેવોના શત્રુઓથી ઉદ્દભવેલા સંકટમાં મહારાજે જ મારું રક્ષણ કર્યું હતું. તે હું તમારા દર્શનથી ઉપજેલા પ્રેમ વડે અત્યંત પીડાઈ રહી છું તો, ફરીથી મહારાજે મારા પર દયા કરવાની છે.

**રાજા** : ભદ્રમુખી,

આંખોને પ્રિય એવી તેને પર્યુત્સુક છે, એમ વર્ણવો છો. પણ, તેના માટે ઝૂરતા આ પુરૂરવાનો તો વિચાર જ કરતાં નથી. (જોતાં નથી) અમારા બંનેની પ્રેમથી ઉદ્દભવતી માગણી એકસરખી જ છે. તપેલું લોઢું તપેલાં લોઢાં સાથે જોડાવા યોગ્ય છે. ॥ ૧૬ ॥

**ચિત્રલેખા** : (ઉર્વશી પાસે જઈને) સખી, આવ, તારા કરતાંય વધારે નિર્દય રીતે પ્રેમ તેમને પીડી રહ્યો છે એ જોઈ હું તો તારા પ્રિયતમની દૂતિ બની ગઈ.

**ઉર્વશી** : (તિરસ્કરિણી દૂર કરીને) અહો ! આટલી વારમાં તેં મને તજી દીધી ?

**ચિત્રલેખા** : કોણ કોને તજે છે તે, હવે પછી, એક ક્ષણમાં હું જાણીશ. પણ, પહેલાં આચારનું પાલન કર.

**ઉર્વશી** : (શરમાતાં) જય થાઓ, જય થાઓ, મહારાજનો.

**રાજા** : સુન્દરી,

હજાર નયનોવાળા ઇન્દ્ર સિવાય બીજા કોઈ પુરુષ માટે ન વપરાયેલા જય શબ્દ વડે મારાથી બધું ય જીતાઈ ગયું. કારણ કે તેનો ઉચ્ચાર તારા વડે થઈ રહ્યો છે. ॥ ૧૭ ॥

(હાથ પકડીને તેને બેસાડે છે)

**વિદૂષક** : ભવતી, રાજાના પ્રિય મિત્ર (આ) બ્રાહ્મણને શાને વંદન નથી કરતાં?

(ઉર્વશી સસ્મિત પ્રણામ કરે છે.)

તમારું કલ્યાણ થાઓ.

(પડદા પાછળથી દેવદૂત)

ચિત્રલેખા, ઉર્વશીને ઉતાવળ કરવાનું કહે.

આઠ રસના આશ્રયવાળો જે પ્રયોગ (નાટક) ભરતમુનિએ તમને શીખવ્યો છે તેનો સુન્દર અભિનય દેવોના સ્વામી, લોકપાલો સાથે, આજે જોવાની ઇચ્છા રાખે છે. ॥ ૧૮ ॥

(બધા કાન દે છે. ઉર્વશી વિષાદનો અભિનય કરે છે.)

**ચિત્રલેખા** : પ્રિય સખીએ દેવદૂતનું કહેલું સાંભળ્યું ને ? મહારાજની રજા લે.

**ઉર્વશી** : મારી પાસે શબ્દો નથી.

ચિત્રલેખા : મહારાજ, આ જણ પરાધીન છે. તમારી રજા મળ્યેથી દેવોના અપરાધમાં પોતે ન આવે એવું કરવા ઇચ્છે છે.

રાજા : (જેમ તેમ કરીને સ્વસ્થ બનતાં) તમારા સ્વામીની આજ્ઞા આડે નહીં આવું પરંતુ, આ જણને યાદ કરતા રહેશો.

(ઉર્વશી વિયોગના દુઃખનો અભિનય કરી સખી સાથે જાય છે.)

રાજા : (નિઃસાસો નાખી) સખા, આંખો, હવે, જાણે નકામી બની ગઈ.

વિદૂષક : (પત્ર બતાવવાની ઇચ્છાવાળો) પણ આ–(અડધું બોલીને, સ્વગત) હાય, ધિક્કાર છે, હાય, ધિક્કાર છે. ઉર્વશીનાં દર્શનથી વિસ્મય પામેલા મને બેદરકારીથી હાથમાંથી ભૂર્જપત્ર ક્યારે સરકી ગયું તેનું ભાન પણ ન રહ્યું.

રાજા : મિત્ર, તું કંઈક કહેતો હતો ને?

વિદૂષક : તમે ઢીલા પડતા નહીં. ઉર્વશીનો તમારામાં બહુ ગાઢ પ્રેમ છે. આટલી હદે પહોંચેલા પ્રેમને તે કરમાવા નહીં દે.

રાજા : મારું મન પણ મને એમ જ કહે છે. જતી વખતે તેણે
શરીર પર સ્વામીત્વ ન હોવાથી સ્તનની કંપવાની ક્રિયાથી સૂચવાતા નિઃશ્વાસો દ્વારા જાણે પોતાના વશમાં રહેલા હૃદયને મને જાણે ન સોંપ્યું હોય. ॥ ૧૯ ॥

વિદૂષક : (સ્વગત) મારું તો હૈયું ફફડતું હતું કે હમણાં પેલાં ભૂર્જપત્રનું નામ લેશે.

રાજા : હવે શાના વડે આંખોને આનંદ આપીશ? (યાદ કરીને) હં, ભૂર્જપત્ર લાવ તો.

વિદૂષક : (વિષાદનો અભિનય કરીને) હાય, દેખાતું નથી. ઉર્વશીના માર્ગે ગયું લાગે છે.

રાજા : મૂર્ખ! બધી બાબતમાં બેદરકાર છે. હવે, શોધ તો ખરો.

વિદૂષક : (ઊભા થઈને) કદાચ અહીં હશે. કદાચ તહીં હશે. (શોધવાનો અભિનય કરે છે.)

(પછી પરિવાર સાથે દેવી કાશીરાજપુત્રી પ્રવેશ કરે છે.)

દેવી : અલી નિપુણિકા, 'માણવક સાથે આર્યપુત્રને લતાગૃહમાં પ્રવેશતા જોયા,' તે સાચું કહે છે?

**નિપુણિકા** : પહેલાં કોઈ દિવસ મેં દેવીને ખોટા ખબર આપ્યા છે ખરા?

**દેવી** : તો પછી, લતા પાછળ સંતાઈને આમની ખાનગી વાતો સાંભળું. જેથી તેં જે કહ્યું છે તે સાચું છે કે ખોટું તે જણાઈ આવશે.

**નિપુણિકા** : જેવી દેવીની મરજી.

**દેવી** : (આંટો મારીને) અલી નિપુણિકા, જૂનાં ચીંથરાં જેવું, દક્ષિણના પવનથી આ શું આ તરફ હડસેલાઈ રહ્યું છે?

**નિપુણિકા** : (બરાબર જોતાં) દેવી, આ તો ગોળ ગોળ ફરવાથી નજરે પડતા અક્ષરોવાળું ભૂર્જપત્ર છે. લો, દેવીના ઝાંઝરની કડીમાં ભરાઈ ગયું. (લઈને) કેમ? તમે વાંચો.

**દેવી** : પહેલાં તું મનમાં વાંચ. કંઈ વાંધા જેવું નહીં હોય તો સાંભળીશ.

**નિપુણિકા** : (તેમ કરીને) દેવી, તે જ લોકવાયકા જેવું જણાય છે. મહારાજને ઉદ્દેશી ઉર્વશીએ ગીતમાં લખ્યું હોય એમ ધારું છું.

**દેવી** : તો તો, આમાં શું લખ્યું છે તે હું જાણવાની.

(નિપુણિકા, રાજાએ પહેલાં વાંચેલું, વાંચે છે.)

**દેવી** : હવે (તો) આ જ ઉપહાર લઈને અપ્સરાના કામુક (પ્રેમી) ને મળીશ.

(નોકરો સાથે લતાગૃહ તરફ જાય છે.)

**વિદૂષક** : હે મિત્ર, પ્રમદવનની સમીપમાં આવેલા ક્રીડા પર્વતના છેડા આગળ પવનથી ઊડતું આ શું દેખાય છે?

**રાજા** : (ઊભો થઈને) ભગવાન, વસન્તને પ્રિય, દક્ષિણવાયુ,

લતાઓના પુષ્પોના વસન્તે એકઠા કરેલા પરાગને ભલે તમે લઈ જાઓ. પણ મારી પ્રિયાના સ્નેહને વ્યક્ત કરતા હસ્તાક્ષરને શા માટે નાહકના લઈ જાઓ છો? અંજનાને પ્રેમ કરવાવાળા તમે તો જાણો જ છો કે પ્રેમીઓ મનને વિનોદ આપવાના ફળવાળાં આવાં સાધનોથી જ જીવનને ટકાવી રાખે છે. ॥૨૦॥

**નિપુણિકા** : દેવી, આની જ શોધખોળ ચાલી રહી છે.

**દેવી** : જોઈ રહી છું ને!

**વિદૂષક** : કરમાઈ ગયેલાં કેસર જેવી કાન્તિવાળાં મોરપિચ્છથી છેતરાઈ ગયો.

**રાજા** : મારું તો સાવ આવી બન્યું!

**દેવી** : (પાસે જઈને) આર્યપુત્ર, બહુ સંતાપ ન કરો. આ રહ્યું તે ભૂર્જપત્ર.

**રાજા** : (ગભરાઈને) અરે, દેવી! દેવીનું સ્વાગત હજો.

**વિદૂષક** : (અપવારીને) આ તો દુરાગત થયું.

**રાજા** : (જનાન્તિકે) સખા, આનો શો ઉપાય?

**વિદૂષક** : ચોરીના માલ સાથે પકડાયેલા ચોરને વળી પ્રત્યુત્તર હોય ખરો?

**રાજા** : (અપવારીને) મૂર્ખ, મજાક કરવાનો આ સમય નથી. (મોટેથી) દેવી, હું આને નથી ખોળી રહ્યો. આ પ્રયત્ન તો બીજી ચીજ શોધવા માટે છે.

**દેવી** : પોતાના સૌભાગ્યને છુપાવવું એ જ યોગ્ય છે.

**વિદૂષક** : દેવી, આમના પિત્તનું શમન કરી શકે તેવાં ભોજન માટે જલદી તૈયારી કરો.

**દેવી** : નિપુણિકા બ્રાહ્મણે મિત્રને સારું આશ્વાસન આપ્યું!

**વિદૂષક** : દેવી, જુઓને, પિશાચ પણ ભોજનથી ઠંડો પડે છે. (આશ્વાસન પામે છે.)

**રાજા** : મૂર્ખ, તું મને બળજબરીથી અપરાધી ઠેરવે છે.

**દેવી** : તમારો (કંઈ) અપરાધ નથી. આમાં અપરાધ તો મારો જ છે, કે દેખવી ન ગમતી હોવા છતા તમારી સામે ઊભી છું. આ હું અહીં થી ચાલી.

(કોપનો અભિનય કરી ચાલવા માંડે છે.)

**રાજા** : અપરાધી તો, સાચે જ, હું જ છું. હે રંભોરુ, (કેળ જેવી સાથળવાળી) ક્રોધ ન કર. જો સ્વામી ગુસ્સે થાય તો સેવક કેવી રીતે વાંક વગરનો હોઈ શકે? ॥૨૧॥

(પગે પડે છે.)

**દેવી** : (સ્વગત) હું કોઈ ભોટ નથી કે આ અનુનયથી છેતરાઈ જઉં, પણ અવિનયથી ઉપજતા પશ્ચાત્તાપની બીક લાગે છે.

(રાજાને મૂકી પરિજનો સાથે જતી રહે છે.)

**વિદૂષક** : ચોમાસાની નદી જેવા અપ્રસન્ન (ડહોળી, ગુસ્સાવાળી) દેવી તો ગયાં માટે ઊભા થાઓ.

**રાજા** : મિત્ર, આ અણગતું તો નથી જ. જો,

ખોટા રંગથી રંગાયેલો મણિ જેમ જાણકારના હૃદયને વશ કરી શકતો નથી (છેતરી શકતો નથી) એમ મોં મોં મીઠી વાતોથી કરેલાં પ્રિય-જનનાં મનામણાં, જો સાચા ભાવ વગરનાં હોય તો, તેને જાણનારી યુવતીઓના હૃદયમાં પ્રવેશી શકતાં નથી. ॥૨૨॥

**નિપુણિકા** : પહેલાં કોઈ દિવસ મેં દેવીને ખોટા ખબર આપ્યા છે ખરા?

**દેવી** : તો પછી, લતા પાછળ સંતાઈને આમની ખાનગી વાતો સાંભળું. જેથી તેં જે કહ્યું છે તે સાચું છે કે ખોટું તે જણાઈ આવશે.

**નિપુણિકા** : જેવી દેવીની મરજી.

**દેવી** : (આંટો મારીને) અલી નિપુણિકા, જૂનાં ચીંથરાં જેવું, દક્ષિણના પવનથી આ શું આ તરફ હડસેલાઈ રહ્યું છે?

**નિપુણિકા** : (બરાબર જોતાં) દેવી, આ તો ગોળ ગોળ ફરવાથી નજરે પડતા અક્ષરોવાળું ભૂર્જપત્ર છે. લો, દેવીના ઝાંઝરની કડીમાં ભરાઈ ગયું. (લઈને) કેમ? તમે વાંચો.

**દેવી** : પહેલાં તું મનમાં વાંચ. કંઈ વાંધા જેવું નહીં હોય તો સાંભળીશ.

**નિપુણિકા** : (તેમ કરીને) દેવી, તે જ લોકવાયકા જેવું જણાય છે. મહારાજને ઉદ્દેશી ઉર્વશીએ ગીતમાં લખ્યું હોય એમ ધારું છું.

**દેવી** : તો તો, આમાં શું લખ્યું છે તે હું જાણવાની.

(નિપુણિકા, રાજાએ પહેલાં વાંચેલું, વાંચે છે.)

**દેવી** : હવે (તો) આ જ ઉપહાર લઈને અપ્સરાના કામુક (પ્રેમી) ને મળીશ.

(નોકરો સાથે લતાગૃહ તરફ જાય છે.)

**વિદૂષક** : હે મિત્ર, પ્રમદવનની સમીપમાં આવેલા ક્રીડા પર્વતના છેડા આગળ પવનથી ઊડતું આ શું દેખાય છે?

**રાજા** : (ઊભો થઈને) ભગવાન, વસન્તને પ્રિય, દક્ષિણવાયુ,

લતાઓના પુષ્પોના વસન્તે એકઠા કરેલા પરાગને ભલે તમે લઈ જાઓ. પણ મારી પ્રિયાના સ્નેહને વ્યક્ત કરતા હસ્તાક્ષરને શા માટે નાહકના લઈ જાઓ છો? અંજનાને પ્રેમ કરવાવાળા તમે તો જાણો જ છો કે પ્રેમીઓ મનને વિનોદ આપવાના ફળવાળાં આવાં સાધનોથી જ જીવનને ટકાવી રાખે છે. ॥૨૦॥

**નિપુણિકા** : દેવી, આની જ શોધખોળ ચાલી રહી છે.

**દેવી** : જોઈ રહી છું ને!

**વિદૂષક** : કરમાઈ ગયેલાં કેસર જેવી કાન્તિવાળાં મોરપિચ્છથી છેતરાઈ ગયો.

**રાજા** : મારું તો સાવ આવી બન્યું!

**દેવી** : (પાસે જઈને) આર્યપુત્ર, બહુ સંતાપ ન કરો. આ રહ્યું તે ભૂર્જપત્ર.

રાજા : (ગભરાઈને) અરે, દેવી! દેવીનું સ્વાગત હજો.

**વિદૂષક** : (અપવારીને) આ તો દુરાગત થયું.

રાજા : (જનાન્તિકે) સખા, આનો શો ઉપાય?

**વિદૂષક** : ચોરીના માલ સાથે પકડાયેલા ચોરને વળી પ્રત્યુત્તર હોય ખરો?

રાજા : (અપવારીને) મૂઢ, મજાક કરવાનો આ સમય નથી. (મોટેથી) દેવી, હું આને નથી ખોળી રહ્યો. આ પ્રયત્ન તો બીજી ચીજ શોધવા માટે છે.

**દેવી** : પોતાના સૌભાગ્યને છુપાવવું એ જ યોગ્ય છે.

**વિદૂષક** : દેવી, આમના પિત્તનું શમન કરી શકે તેવાં ભોજન માટે જલદી તૈયારી કરો.

**દેવી** : નિપુણિકા બ્રાહ્મણે મિત્રને સારું આશ્વાસન આપ્યું!

**વિદૂષક** : દેવી, જુઓને, પિશાચ પણ ભોજનથી ઠંડો પડે છે. (આશ્વાસન પામે છે.)

રાજા : મૂર્ખ, તું મને બળજબરીથી અપરાધી ઠેરવે છે.

**દેવી** : તમારો (કંઈ) અપરાધ નથી. આમાં અપરાધ તો મારો જ છે, કે દેખવી ન ગમતી હોવા છતા તમારી સામે ઊભી છું. આ હું અહીંથી ચાલી.

(કોપનો અભિનય કરી ચાલવા માંડે છે.)

રાજા : અપરાધી તો, સાચે જ, હું જ છું. હે રંભોરુ, (કેળ જેવી સાથળવાળી) ક્રોધ ન કર. જો સ્વામી ગુસ્સે થાય તો સેવક કેવી રીતે વાંક વગરનો હોઈ શકે? ॥૨૧॥

(પગે પડે છે.)

**દેવી** : (સ્વગત) હું કોઈ ભોટ નથી કે આ અનુનયથી છેતરાઈ જઉં, પણ અવિનયથી ઉપજતા પશ્ચાત્તાપની બીક લાગે છે.

(રાજાને મૂકી પરિજનો સાથે જતી રહે છે.)

**વિદૂષક** : ચોમાસાની નદી જેવાં અપ્રસન્ન (ડહોળી, ગુસ્સાવાળી) દેવી તો ગયાં માટે ઊભા થાઓ.

રાજા : મિત્ર, આ અજુગતું તો નથી જ. જો,

ખોટા રંગથી રંગાયેલો મણિ જેમ જાણકારના હૃદયને વશ કરી શકતો નથી (છેતરી શકતો નથી) જેમ મોં મો મીઠી વાતોથી કરેલાં પ્રિયજનનાં મનામણાં, જો સાચા ભાવ વગરનાં હોય તો, તેને જાણનારી યુવતીઓના હૃદયમાં પ્રવેશી શકતાં નથી. ॥૨૨॥

**વિદૂષક** : આ તો તમને અનુકૂલ જ થયું. જેની આંખ દુઃખતી હોય તે મોઢાં સામે દીવાનાં અજવાળાંને સહન ન જ કરી શકે.

**રાજા** : ના, એમ ન કહે. જો કે મારું મન ઉર્વશીમાં ગયું છે છતાં દેવી માટેનો આદર તો તેવો જ છે. પણ મારા પ્રણામની એણે અવગણના કરી છે માટે તેના પ્રત્યે હમણાં હું ઉદાસીન રહીશ.

**વિદૂષક** : તમારી ઉદાસીનતા છો ઊભી રહી. આ ભૂખ્યા બ્રાહ્મણનું જીવન ટકાવો. સ્નાન અને ભોજન કરવાનો સમય ક્યારનો ય થઈ ગયો છે.

**રાજા** : (ઊંચે જોઈને) દિવસનો અડધો ભાગ તો પસાર થઈ ગયો.

તાપથી ત્રાસેલો મોર વૃક્ષના મૂળની આસપાસ કરેલા ક્યારામાં બેસી રહ્યો છે. કણેરની કળીઓ ઉઘાડીને ભમરો અંદર સંતાઈ રહ્યો છે. તપેલાં પાણીને તજી કારંડવ (બતક) કાંઠા પરની નલિનીનું સેવન કરી રહ્યો છે અને ક્રીડાગૃહમાં થાકેલો (તરસ્યો) આ પાંજરામાં રહેલો પોપટ 'પાણી' 'પાણી' કરી રહ્યો છે. (માગણી કરી રહ્યો છે.) ॥ ૨૩ ॥

(બધા જતા રહે છે.)

[બીજો અંક પૂરો]

o

## અંક ત્રીજો

o

(પછી ભરતના બે શિષ્યો પ્રવેશ કરે છે.)

**પહેલો** : સખા પલ્લવ, ઇન્દ્રના ભવને જતા ઉપાધ્યાયે તારી પાસે આસન ઉપડાવ્યું અને મને અગ્નિશરણનું રક્ષણ સોંપ્યું. માટે જ, તને પૂછું છું. ગુરુના પ્રયોગથી દેવોની સભા રાજી થઈ કે નહીં ?

**બીજો** : ગાલવ, રાજી થઈ કે નહીં તે નથી જાણતો. એટલું ખરું કે સરસ્વતીએ રચેલા લક્ષ્મીસ્વયંવર નાટકમાં (આવતા) જુદા જુદા રસોમાં (તે) સાવ તન્મય થઈ ગઈ હતી. પરંતુ—

**પહેલો** : તારું અધૂરું વાક્ય દોષને અવકાશ હોય તેવું લાગે છે.

**બીજો** : એમ જ છે. તેમાં ઉર્વશીનાં વચનો, બેદરકારીને લઈને, ભૂલવાળાં હતાં.

**પહેલો** : કેવી રીતે?

**બીજો** : લક્ષ્મીની ભૂમિકા (પાઠ) ભજવી રહેલી ઉર્વશીને, વારુણીની ભૂમિકા ભજવી રહેલી મેનકાએ પૂછ્યું, 'સખી, આ ત્રણે લોકના સત્પુરુષો અને

કેશવ સાથે લોકપાલો એકઠા થયા છે. (આમાંથી) તારું મન કોનામાં ચોંટે છે?

**પહેલો :** પછી શું થયું? પછી શું થયું?

**બીજો :** પછી 'પુરુષોત્તમ' એમ કહેવું જોઈએ ત્યાં 'પુરૂરવામાં' એવા શબ્દો (મોઢામાંથી) નીકળી પડ્યા.

**પહેલો :** ઇન્દ્રિયો જે બનવાનું જ છે તેને અનુસરે. પણ શું ગુરુ તેના પર ક્રોધે ન ભરાયા?

**બીજો :** ઉપાધ્યાયે તો શાપ દીધો. પણ મહેન્દ્રે, વળી, કૃપા કરી.

**પહેલો :** કેવી રીતે?

**બીજો :** 'મારા ઉપદેશને (શિક્ષણને) તેં અવગણ્યું માટે (હવે) તારાથી સ્વર્ગમાં રહી નહીં શકાય,' એવો ઉપાધ્યાયનો શાપ હતો. પણ નાટકના અંતે લજ્જાથી ઢળેલા મુખે ઊભેલી તેને ઇન્દ્રે કહ્યું, 'જેમાં તારો પ્રેમ બંધાયો છે તે યુદ્ધમાં મને સહાય કરનાર રાજર્ષિનું મારે આ વિષયમાં ગમતું કરવું જોઇએ. માટે, તારાથી થયેલાં સંતાનને તે જુએ ત્યાં સુધી તું ઇચ્છા પ્રમાણે પુરૂરવાને સેવજે.'

**પહેલો :** બીજાના હૃદયને જાણવાવાળા ઇન્દ્રે (પોતાને) શોભે તેવું કહ્યું.

**બીજો :** (સૂર્યને જોઈને) વાતોમાં ઉપાધ્યાયના સ્નાનના સમયનું (પણ) ભાન ન રહ્યું. માટે ચાલ, તેમની પાસે જઈએ. (બન્ને જાય છે.)

—મિશ્ર વિષ્કમ્ભક સમાપ્ત—

(પછી કંચુકી પ્રવેશ કરે છે.)

**કંચુકી :** બધા કુટુંબવાળાઓ યુવાનીમાં ધનને મેળવવા યત્ન કરે છે. પછી પુત્રોને (ઘરનો) ભાર સોંપી દઈ આરામ કરવાને સમર્થ બને છે. પણ અમારા સંબંધમાં તો દિવસે દિવસે શરીરને ક્ષીણ કરતી આ વૃદ્ધાવસ્થાએ સેવાનું રૂપ લીધું છે. અહો! સ્ત્રીઓની દેખરેખ રાખવાનું કામ કેટલું કપરું છે! ॥૧॥

(ફરીને) વ્રતનું પાલન કરી રહેલાં કાશીરાજપુત્રીએ મને આજ્ઞા કરી છે, 'વ્રતના સંપાદન માટે, માન (ડોગણ) મૂકીને મેં નિપુણિકા દ્વારા મહારાજને પહેલાં વીનવ્યા છે. તે જ વિનંતિ તમે મારા વતી ફરીથી કરજો.' માટે સાંજની પૂજા પતાવીને બેઠેલા મહારાજને મળું. (આંટો મારી, જોતાં) રાજમહેલની અંદર સાંજનો દેખાવ કેવો રમણીય (લાગે) છે! કારણ કે, અહીં

રાતની ઊંઘથી સુસ્ત બનેલા મયૂરો (મોરો) તેમના રહેવાના થાંભલા-ઓમાં જાણે કોતરી કાઢ્યા ન હોય તેવા જણાય છે. જાળીઓમાંથી નીકળી રહેલા ધૂપના ધૂમાડાને લઈને વળીઓ જાણે કબૂતરવાળી ન હોય તેવી લાગે છે. ધાર્મિક વિધિઓમાં શ્રદ્ધા ધરાવતી અન્તઃપુરની વૃદ્ધ સ્ત્રીઓ પ્રકાશિત સંધ્યામંગલ દીપોને પુષ્પો અને ઉપહારોથી છવાયેલી જમીન પર જુદે જુદે સ્થળે મૂકી રહી છે. ॥ ૨ ॥

(પડદા સામે જોઈને) અરે ! આ તરફ જ મહારાજ આવી રહ્યા છે.

પરિજનોએ હાથમાં ધારણ કર્યા છે (પકડયા છે) એવા દીપકોથી (મશાલોથી) વીંટળાયેલા આ, પાંખ જેની નથી કપાઈ ગઈ તેવા, બંને બાજુના ઢાળ પર પુષ્પવાળા કણેરનાં વૃક્ષોને ધારણ કરતા ગતિવાળા પર્વત જેવા શોભે છે. ॥ ૩ ॥

માટે, એમની નજરે પડું એમ ઊભીને પ્રતીક્ષા કરું.

(પછી વર્ણવ્યા પ્રમાણે રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે.)

**રાજા :** (સ્વગત)

બીજાં કાર્યોમાં વિસરાઈ ગયેલી ઉત્કંઠાવાળો દિવસ તો બહુ કષ્ટ વગર મારાથી પસાર થયો. પણ વિનોદના અભાવે લાંબા થઈ પડતા પ્રહરોવાળી રાત્રિ મારાથી કેમ કરી પસાર કરાશે ? ॥ ૪ ॥

**કંચુકી :** (પાસે જઈને) જય થાઓ, જય થાઓ મહારાજનો. દેવી પ્રાર્થે છે, 'મણિમહેલની અગાશી પરથી ચન્દ્ર સરસ રીતે દેખાય છે. ત્યાં તમારી સંગાથે તેનો રોહિણી સાથે સંયોગ થાય ત્યાં સુધી પ્રતીક્ષા કરવા ઇચ્છું છું.'

**રાજા :** આર્ય લાતવ્ય, દેવીને કહો 'જેવી એની ઇચ્છા.'

**કંચુકી :** જેવી દેવની આજ્ઞા. (જાય છે)

**રાજા :** મિત્ર, શું સાચે જ વ્રતના કારણે દેવીનો આ પ્રયાસ છે?

**વિદૂષક :** અનુમાન કરું છું કે પશ્ચાત્તાપ થવાથી વ્રતના બહાને પ્રણામના અનાદરને ધોઈ નાખવા ઇચ્છે છે.

**રાજા :** તેં બરાબર કહ્યું. કારણ કે,

પ્રણામની અવગણના કરવાવાળી, પાછળથી પશ્ચાત્તાપથી સંતાપ પામતા મનવાળી થવા છતાં માનિનીઓ પ્રિયતમના એકાંતમાં કરેલાં મનામણાંઓથી શરમાય છે. ॥ ૫ ॥

માટે મણિમહેલનો માર્ગ બતાવ.

વિદૂષક : આ તરફ. આ તરફ. ગંગાના તરંગ જેવી શોભાવાળી આ સ્ફટિકની નીસરણીથી સાંજના સમયે રમણીય લાગતા મણિમહેલમાં પ્રવેશ કરો.

રાજા : પહેલાં તું ચડ. (બધાં પગથિયાં ચડવાનો અભિનય કરે છે.)

વિદૂષક : (જોઈને) ચન્દ્રનો ઉદય તરતમાં જ થવો જોઈએ. કારણ કે અંધકારથી મુક્ત બનતું પૂર્વ દિશાનું મુખ આંખોને ગમે તેવું થતું જાય છે.

રાજા : તેં સાચું (યોગ્ય) જ કહ્યું.

ઉદયાચલ પાછળ છુપાયેલા ચન્દ્રનાં કિરણો વડે અંધકાર અહીંથી દૂર ધકેલાતાં, હરિ (અશ્વ) જેવું વાહન છે એવા ઇન્દ્રની દિશાનું (પૂર્વનું) મુખ, વાળને અંબોડામાં બાંધી લીધાથી લાગે તેવું, આંખોને આકર્ષી રહ્યું છે. ॥ ૬ ॥

વિદૂષક : હી, હી, ભાંગેલા મોદક (લાડુ) જેવી શોભાવાળો દ્વિજાતિઓનો રાજા (ચન્દ્ર) આ ઉદય પામે.

રાજા : (સ્મિત સાથે) ખાઉધરાને બધે ઠેકાણે ખાવાની જ વાત. (હાથ જોડીને પ્રણામ કરતાં) ભગવાન રજનીનાથ,

સત્પુરુષોનાં ધાર્મિક કાર્ય માટે સૂર્યમાં વાસ કરનાર, અમૃતથી દેવો અને પિતૃઓને તૃપ્ત કરનાર, રાત્રિના વિસ્તરતા અંધકારનો નાશ કરનાર અને શિવના મસ્તકે રહેનાર તમને નમસ્કાર હો. ॥ ૭ ॥ (ઊભો રહે છે.)

વિદૂષક : મિત્ર, બ્રાહ્મણ દ્વારા જેના અક્ષરોનું સંક્રમણ થયું છે તેવા પિતામહે (ચન્દ્રે) બેસવાની રજા આપી છે. માટે આસન પર બેસો કે જેથી હું પણ સુખેથી બેસી શકું.

રાજા : (વિદૂષકનું માની બેસે છે. પરિજનોને જોઈને) ચાંદની ખીલી છે ત્યારે મશાલોની પુનરુક્તિની શી જરૂર છે? તમે બધી આરામ કરો.

પરિજન : જેવી દેવની આજ્ઞા. (જાય છે.)

રાજા : (ચન્દ્રને જોતાં) મિત્ર, દેવી આવશે ત્યાં સુધીમાં એક મુહૂર્ત નીકળી જશે. તો એકલા છીએ તેટલામાં મારી દશાનું વર્ણન કરું.

વિદૂષક : જરૂર જ કયાં છે? દેખાય જ છે ને. પરંતુ, તેવા (ગાઢ) પ્રેમને જોતાં (ધ્યાનમાં લેતાં) આશાના તંતુથી જીવને ટકાવી રાખવાનું, જરૂર, શક્ય લાગે છે.

રાજા : એ વાત સાચી. પણ મારા મનની પીડા અતિ ઉત્કટ છે.

ખરબચડી શિલાઓરૂપી સંકટથી જેનો વેગ અટકી ગયો છે એવો નદીનો પ્રવાહ જેમ સો ભાગમાં ભિન્ન થઈ જાય છે તેમ સમાગમના સુખમાં અડચણ પામેલો મારો પ્રેમ સો ગણો વધી ગયો છે. ॥ ૮ ॥

**વિદૂષક :** સુકાઈ ગયેલાં અંગોથી તમે અધિક સુંદર લાગો છો તેથી ધારું છું કે તમારી પ્રિયાનો સમાગમ બહુ દૂર નથી.

**રાજા :** (શકુન સૂચવતાં) મિત્ર,

ભારે વ્યથાવાળા મને આશાજનક વચનો વડે જેમ તું આશ્વાસન આપી રહ્યો છે તેમ આ જમણો હાથ ફરકીને મને આશ્વાસન આપી રહ્યો છે. ॥ ૯ ॥

**વિદૂષક :** બ્રાહ્મણનું વચન ખોટું થાય જ નહીં ને.

(રાજા આશાભર્યો બેસે છે.)

(પછી આકાશમાર્ગેથી અભિસારિકાના વેશમાં ઉર્વશી અને ચિત્રલેખા પ્રવેશે છે.)

**ઉર્વશી :** (પોતાને જોતાં) સખી ચિત્રલેખા, અલ્પ અલંકારવાળો અને નીલ રંગની સાડીવાળો મારો આ અભિસારિકા વેશ તને ગમે છે કે ?

**ચિત્રલેખા :** વખાણ કરવા મારી પાસે શબ્દોનું ભંડોળ નથી. પણ આટલું વિચારું છું કે જો હું પુરૂરવા હોત તો કેવું સારું !

**ઉર્વશી :** સખી, કામદેવ જ તને આજ્ઞા કરે છે. તે સુભગ (સ્ત્રીઓના માનીતા)ના રહેઠાણે મને જલદી લઈ જા.

**ચિત્રલેખા :** બીજે સ્થળે આણેલાં કૈલાસશિખર જેવા, તારા પ્રિયતમના આવાસે આપણે આવી પહોંચ્યા જ છીએ ને શું ?

**ઉર્વશી :** ત્યારે, મારા હૈયાનો તે ચોર ક્યાં છે અથવા શું કરે છે તે પ્રભાવથી જાણ તો.

**ચિત્રલેખા :** (ધ્યાન ધરતાં, સ્વગત) લાવ, આની સાથે જરાક ગમ્મત કરું. (મોટેથી) સખી, ઉપભોગને યોગ્ય એવા એકાંતમાં, મનોરથથી મેળવેલી પ્રિયાના સમાગમના સુખને અનુભવી રહેલા તે આ રહ્યા.

(ઉર્વશી વિષાદનો અભિનય કરે છે.)

**ચિત્રલેખા :** ભોળી, પ્રિયાના સમાગમની બીજી તે વળી કઈ ચિંતા હોઈ શકે ?

**ઉર્વશી :** (નિશ્વાસ સાથે) મારું ગમાર હૈયું શંકા કરવા માંડે છે.

**ચિત્રલેખા :** (જોઈને) આ રહ્યા રાજર્ષિ મણિમહેલમાં, એક મિત્ર સાથે. માટે ચાલ, એમની પાસે જઈએ. (બંને નીચે ઊતરે છે.)

**રાજા :** મિત્ર, રાતના વધવા સાથે પ્રેમની વેદના પણ વધતી ચાલી.

**ઉર્વશી** : અસ્પષ્ટ અર્થવાળાં આ વચનોથી મારું હૃદય થડકી ઊઠે છે. શંકાનો નાશ ન થાય ત્યાં સુધી છુપાઈને આમની ખાનગી વાતો સાંભળીએ.

**ચિત્રલેખા** : જેવી તારી મરજી.

**વિદૂષક** : કહું છું, અમૃતથી ભરેલાં આ ચંદ્રનાં કિરણો સેવો.

**રાજા** : મિત્ર, આ રોગ આવા ઉપાયોથી મટે તેમ નથી. જો,

ન તો તાજાં પુષ્પોની પથારી, ન તો ચંદ્રનાં કિરણો, ન તો આખા શરીરે લેપ કરેલું ચંદન, ન તો મણિની માળાઓ મારા પ્રેમની વેદનાને હરવાનું સામર્થ્ય ધરાવે છે. તે દિવ્યાંગના અથવા–

**ઉર્વશી** : અથવા બીજી કઈ ?

**રાજા** : એકાંતમાં આરંભેલી તેના વિશેની કથા જ પ્રેમની વ્યથાને હળવી કરી શકે તેમ છે. ॥૧૦॥

**ઉર્વશી** : હે હૃદય, મને છોડીને ત્યાં જવાનું તને ફળ મળ્યું.

**વિદૂષક** : વાહ, ઠીક. હું પણ જ્યારે શિખંડ અને રસવાળી કેરી નથી મળતાં ત્યારે એમને ઝંખતો, એમનું રટણ કરતો મનને (આમ) આશ્વાસન આપું છું.

**રાજા** : (પણ) તને તો આ સુલભ છે.

**વિદૂષક** : તમે પણ તેને થોડા સમયમાં પ્રાપ્ત કરશો.

**રાજા** : સખા, મને લાગે છે.

**ચિત્રલેખા** : સાંભળ, અસંતોષી, સાંભળ.

**વિદૂષક** : શું, ભલા ?

**રાજા** : રથના આંચકાથી તેના ખભા સાથે દબાયેલો આ ખભો જ (એક માત્ર) આ શરીરમાં ભાગ્યશાળી છે. બાકીનાં અંગો તો પૃથ્વીનો ભાર છે. ॥ ૧૧ ॥

**ચિત્રલેખા** : સખી, હવે શાને વિલંબ કરે છે ?

**ઉર્વશી** : (ઓચિંતી પાસે જઈને) સખી, સામે જઈને ઊભી રહી છું છતાં મહારાજ તો ઉદાસીન જેવા લાગે છે. (ધ્યાન આપતા જ નથી.)

**ચિત્રલેખા** : (સસ્મિત) બહુ ઉતાવળ કરી તેમાં તિરસ્કરિણી ઊતારવાનું જ ભૂલી ગઈ.

(પડદા પાછળથી)

આ તરફ, આ તરફ, દેવી.

(બધા સાંભળે છે. સખી સાથે ઉર્વશી ખિન્ન બને છે.)

**વિદૂષક** : હાય, બચાવો ! દેવી આવી પહોંચ્યાં. માટે જીભને કાબૂમાં રાખજે.

**રાજા** : તું પણ કંઈ પણ જણાઈ જાય નહીં એવાં મોઢે બેસજે.

**ઉર્વશી** : સખી, આ સંયોગોમાં (આપણે) શું કરવું જોઈએ ?

**ચિત્રલેખા** : આવેગ કર મા. આપણે તો અદૃશ્ય છીએ. રાજર્ષિનાં રાણીએ ઉપવાસનાં વસ્ત્રો પહેર્યાં હોય તેવું જણાય છે. માટે તે અહીં બહુ વાર નહીં રોકાય.

(પછી જેના પરિજનોના હાથમાં પૂજાની સામગ્રી છે એવાં દેવી પ્રવેશે છે.)

**દેવી** : (આંટો મારીને, જોતાં) અલી નિપુણિકા, રોહિણી સંયોગથી આ ભગવાન મૃગલાંછન (ચંદ્ર) અધિક શોભે છે.

**ચેટી** : દેવીની જોડે મહારાજ પણ શું વિશેષ રમણીય નથી લાગતા ?

(ફરે છે.)

**વિદૂષક** : ઓ, હે, જાણતો નથી કે મને સ્વસ્તિવાચનની દક્ષિણા ભેટ આપવાનાં છે તેથી કે વ્રતનાં બહાનાં હેઠળ ક્રોધનો ત્યાગ કરી, પ્રણિપાતના અનાદરને ધોઈ નાખવાની ઇચ્છાવાળાં છે તેથી, આજે મારી આંખોને દેવી બહુ રૂપાળાં લાગે છે.

**રાજા** : (સસ્મિત) બંને શક્ય છે. છતાં પણ, તેં જે પાછળથી કહ્યું તે મને વધારે શક્ય લાગે છે. કારણ કે આ,

શ્વેત રેશમી સાડીવાળી, માત્ર સૌભાગ્યસૂચક અલંકારોને ધારણ કરી રહેલી, વ્રતનાં બહાનાં હેઠળ ગર્વને તજી દીધેલાં શરીર વડે જ મારા પર પ્રસન્ન થઈ છે એવું દેખાય છે. ॥ ૧૨ ॥

**દેવી** : (પાસે જઈને) જય થાઓ, જય થાઓ આર્યપુત્રનો.

**પરિજન** : જય થાઓ, મહારાજનો જય થાઓ.

**વિદૂષક** : તમારું કલ્યાણ થજો.

**રાજા** : દેવીનું સ્વાગત હો. (હાથ પકડીને બેસાડે છે.)

**ઉર્વશી** : સખી, આને દેવી શબ્દથી માન અપાય છે તે યોગ્ય જ છે. તેજસ્વિતામાં શચીથી જરાય ઊતરે એવાં નથી.

**ચિત્રલેખા** : ધન્ય છે ! ઈર્ષા વગરનું બોલી.

**દેવી** : આર્યપુત્રને આગળ રાખી કોઈ ખાસ વ્રત મારે ઉજવવું છે. માટે, એક ક્ષણની અગવડને નભાવી લેજો.

રાજા : નહીં. એવું ન કહો. (આ) અનુગ્રહ જ છે, અડચણ નહીં.
વિદૂષક : આવી સ્વસ્તિવાચનવાળી અડચણો તમને ખૂબ નડજો.
રાજા : દેવીના આ વ્રતનુ નામ શું છે?

(દેવી નિપુણિકા સામું જુએ છે.)

નિપુણિકા : મહારાજ, (વ્રતનું) નામ છે પ્રિયાનુપ્રસાદન.

રાજા : (દેવીને જોતાં) જો તેમ હોય તો,

આ વ્રતથી, હે કલ્યાણી, તું અકારણ શરીરને પીડી રહી છે. જે ઉત્સુક બની તારી કૃપાને વાછી રહ્યો છે તે દાસને શું તારે પ્રસન્ન કરવાનો હોય વળી? ॥ ૧૩ ॥

ઉર્વશી : ખરે જ, આના માટે આને બહુ જ આદર છે.

ચિત્રલેખા · અરે ભોળી, જેમનો પ્રેમ અન્ય સ્ત્રીમાં ગયો છે તેવા રસિકો (નાગરિકો) વધારે વિનયવાળા બની જાય છે.

દેવી : (સ્મિત) આ વ્રત લીધું તેનો જ આ પ્રભાવ કે આર્યપુત્ર આમ કહે છે.

વિદૂષક · બસ, (આગળ) બોલતા નહીં. સુભાષિતનો સામો જવાબ દેવો એ યોગ્ય ન કહેવાય.

દેવી : છોકરીઓ, પૂજાની સામગ્રી લાવો કે જેથી મણિમહેલની અગાશીમાં પડી રહેલાં ચંદ્રનાં કિરણોની પૂજા કરુ.

પરિજન : જેવી દેવીની આજ્ઞા. આ (રહી) ગંધ, પુષ્પાદિ સામગ્રી.

દેવી : (ગંધપુષ્પાદિ વડે ચંદ્રનાં કિરણોની પૂજાનો અભિનય કરીને) અલી, આ પૂજાના લાડુ આર્ય માણવકને આપ.

પરિજન : જેવી દેવીની આજ્ઞા. આર્ય માણવક, આ તમારા માટે.

વિદૂષક : (લાડુનો થાળ લઈને) તમારું કલ્યાણ થજો. તમારો ઉપવાસ સારી પેઠે ફળજો.

દેવી : આર્યપુત્ર, સહેજ આ બાજુ.

રાજા : આ રહ્યો.

દેવી : (રાજાની પૂજાનો અભિનય કરી, હાથ જોડીને પ્રણામ કરતાં) આ હું દેવતાઓની જોડી રોહિણી અને ચંદ્રને સાક્ષી બનાવી આર્યપુત્રની કૃપા માગું છું (રાજી કરું છું.) આજથી માંડીને જે કોઈ સ્ત્રીને આર્યપુત્ર પ્રેમ કરતા

હશે કે જે કોઈ સ્ત્રી આર્યપુત્રના સમાગમને ઝંખતી હશે તેની સાથે હું પ્રેમભર્યું વર્તન કરીશ.

**ઉર્વશી** : અહો, કોને ઉદ્દેશીને આ વચનો છે તે હું જાણતી નથી. છતાં ય મારું હૃદય વિશ્વાસને લઈને ચોખ્ખું (આશંકા વગરનું) બની ગયું છે.

**ચિત્રલેખા** : સખી, ઉદાર મનવાળી પતિવ્રતાએ અનુમતિ આપી એટલે હવે અડચણ વગર તારા પ્રિયતમને તું મળી શકીશ.

**વિદૂષક** : (અપવારીને) માછલું છટકી જતાં ખાલી હાથવાળો ખિન્ન થયેલો માછીમાર કહેશે કે 'ઠીક થયું. મને પુણ્ય મળશે.' (મોટેથી) શું અહીં બેઠેલા તમને એટલા બધા પ્રિય છે?

**દેવી** : મૂર્ખ, મારા સુખના ભોગે હું આર્યપુત્રને સુખી કરવા ઇચ્છું છું. આટલાથી જ જાણી લે કે પ્રિય છે કે નહીં.

**રાજા** : મને બીજાને સોંપવામાં કે દાસ બનાવવા તું સમર્થ છે. પણ હે ભીરુ, તું મને જેવો માને છે તેવો હું નથી. ॥ ૧૪ ॥

**દેવી** : હો કે ન હો. મેં તો શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે પ્રિયાનુપ્રસાદનવ્રત પૂરું કર્યું. છોકરીઓ, ચાલો. આપણે જઈએ. (દેવી જવા માંડે છે.)

**રાજા** : પ્રિયા, જો મને મૂકીને તું હમણા જતી રહીશ તો જરૂર માનીશ કે તેં મને પ્રસન્ન કર્યો નથી.

**દેવી** : આર્યપુત્ર, આગળ કોઈ દિવસ મેં વ્રતનો ભંગ કર્યો નથી.

(પરિવાર સાથે દેવી જાય છે.)

**ઉર્વશી** : સખી, રાજર્ષિને પત્ની બહુ પ્રિય લાગે છે, છતાં પણ હૃદયને પાછું ખેંચી લેવાને અશક્ત છું.

**ચિત્રલેખા** : પણ તારે શા માટે નિરાશ બનીને પાછું ખેંચી લેવું પડે?

**રાજા** : (આસન પર ફરીથી બેસતાં) મિત્ર, દેવી દૂર નીકળી ગયાં કે નહીં?

**વિદૂષક** : બોલો, બીક વગર જે કંઈ કહેવાની ઇચ્છા હોય તે. 'અસાધ્ય છે' એમ કહી વૈદ્ય જેમ રોગીને મૂકીને ચાલ્યા જાય તેમ પોતાની મેળે તમને મૂકીને દેવી ચાલ્યાં ગયાં.

**રાજા** : જો ઉર્વશી—

**ઉર્વશી** : આજે કૃતાર્થ થાય!

**રાજા** : છુપાઈને મારી પ્રિયા કાને ઝાંઝરનો રણકાર માત્ર પાડે, અથવા, પાછળથી ધીમેથી આવીને કમળ જેવા હાથ વડે (આ) આંખોને દબાવે, અથવા,

આ મહેલમાં ઊતરીને ગભરામણને કારણે ધીરે ધીરે ચાલી રહેલીને બળાત્કારે પગલું પગલું ભરાવીને (તેની) ચતુર સખી મારી પાસે આણે. ॥ ૧૫ ॥

**ઉર્વશી** : સખી, આ તેના મનોરથને જરા પૂરો કરું. (પાછળ જઈને રાજાની આંખો મીંચે છે.)

(ચિત્રલેખા વિદૂષકને સંજ્ઞા કરે છે.)

**રાજા** : (સ્પર્શનો અભિનય કરીને) સખા, નારાયણની સાથળમાંથી જન્મેલી પેલી સુન્દર સાથળવાળી આ છે.

**વિદૂષક** : તમે કેમ જાણ્યું ?

**રાજા** : આમા જાણવા જેવું શુ હતું ?

બીજી કોઈ સ્ત્રી (તેના) કરસ્પર્શથી કામથી પીડાઈ રહેલાં મારાં અંગોને સુખ આપી શકે નહીં. ચંદ્રનાં કિરણોથી જ કુમુદ વિકસે, સૂર્યનાં કિરણોથી નહીં. ॥ ૧૬ ॥

**ઉર્વશી** : (હાથ ખમેડી ઊભી થાય છે. જરા પાસે જઈને) જય હો, જય હો મહારાજનો.

**રાજા** : સુંદરી, સ્વાગત કરું છું. (એક જ આસન પર બેસાડે છે.)

**ચિત્રલેખા** : મિત્રને સુખ તો છે ને ?

**રાજા** : હમણાં જ આવી મળ્યું, જુઓ ને !

**ઉર્વશી** : સખી, મહારાજને દેવીએ દીધા છે- તેથી, પ્રેમાળ પત્નીની જેમ એમના શરીરના સ્પર્શને પામી રહી છુ. રખે મને પોતાની મેળે માથે પડેલી (સ્વચ્છંદી) માનતી.

**વિદૂષક** : શું અહીં જ તમારા બંનેનો સૂર્ય આથમી ગયો ?

**રાજા** : દેવીએ દીધેલ છે, માટે જો આ માગ શરીરે તું સ્પર્શ કરી રહી છે, તો પહેલાં, કોની રજા વડે આ હૃદય તારાથી ચોરાયું હતું ? ॥ ૧૭ ॥

**ચિત્રલેખા** : મિત્ર, આની પાસે ઉત્તર નથી. હવે મારી વિનંતી સાંભળો.

**રાજા** : હું એકધ્યાન છું.

**ચિત્રલેખા** : વસંત પછી આવતા ઉષ્ણકાલમાં મારે ભગવાન સૂર્યની સેવા કરવાની છે. તો, મારી પ્રિય સખી સ્વર્ગને સંભારે નહીં તેવી રીતે મિત્ર વર્તવાનું છે.

**વિદૂષક** : રાત્રિના પહેલા ભાગમાં રમણીય લાગતા ચંદ્રનાં કિરણો ખૂબ સેવ્યાં. હવે તો તમારે શયનગૃહમાં પ્રવેશ કરવાનો સમય થયો.

**રાજા** : તો પછી, તારી સખીને માર્ગ બતાવ.

**વિદૂષક** : આ તરફ, આ તરફ, ભવતી.

(આંટા મારે છે.)

**રાજા** : સુંદરી, હવે આ એક પ્રાર્થના.

**ઉર્વશી** : શું, ભલા ?

**રાજા** : પહેલાં, જ્યારે મારા મનોરથોની પૂર્તિ થઈ ન હતી ત્યારે મારી રાત્રિઓ સો ગણી લાંબી થઈ પડતી. જો હવે, તારી સંગાથે તેવડી જ લાંબી થઈ જાય તો, હે સુંદર ભમરવાળી, હું પોતાને ભાગ્યશાળી માનીશ. ॥ ૨૨ ॥

(બધાં જતાં રહે છે.)

[ત્રીજો અંક પૂરો]

o

## અંક ચોથો

o

(પછી ઉદ્વિગ્ન ચિત્રલેખા અને સહજન્યા પ્રવેશ કરે છે.)

**સહજન્યા** : (ચિત્રલેખાને જોતાં) સખી, કરમાઈ ગયેલાં કમલ જેવી તારા મુખની છાયા હૃદયની અસ્વસ્થતા સૂચવે છે. તો, દુઃખનું કારણ કહે. તારા દુઃખમાં ભાગ પડાવવા ઇચ્છું છું.

**ચિત્રલેખા** : અપ્સરાઓના વારા પ્રમાણે આ ભગવાન સૂર્યની સેવા મારે કરવાની હોવાથી ઉર્વશીની યાદ મને બહુ સતાવે છે.

**સહજન્યા** : એકબીજા પ્રત્યેના તમારા સ્નેહની ખબર છે. પછી? પછી ?

**ચિત્રલેખા** : તો, આ ગાળામાં શું બન્યુ હશે તે જાણવા, ધ્યાન ધરતાં, મોટી આપત્તિ આવી પડી છે એવું મને દેખાયું.

**સહજન્યા** : (આવેગ સાથે) કઈ જાતની ?

**ચિત્રલેખા** : અમાત્યો પર જેણે રાજ્યનો ભાર મૂક્યો છે તેવા તે પ્રેમના સાથી રાજર્ષિને લઈને ઉર્વશી વિહાર કરવા ગન્ધમાદન વનમાં ગઈ હોય તેવું લાગે છે.

**સહજન્યા** : તે જ ખરો સંજોગ જે એવા રમણીય પ્રદેશોમાં કરાય. પછી ? પછી ?

**ચિત્રલેખા** ત્યા કને મદાકિનીના કાઠે પથરાયેલી રેતીમા પર્વતો બનાવવાની રમત રમતી કોઈ ઉદયવતી નામની વિદ્યાધર બાલિકા રાજર્ષિ વડે લાબા વખત સુધી ધારી ધારીને જોવાઈ તેથી ઉર્વશીને ક્રોધ ચડચો

**સહજન્યા** સમજાય તેવુ છે ગાઢ (ઊડા મૂળવાળો) પ્રેમ અસહિષ્ણુ બની જાય છે પછી? પછી?

**ચિત્રલેખા** પછી સ્વામીના મનામણાને માન્ય ન રાખતી, ગુરુના શાપથી મૂઢ થયેના હૃદયવાળી તે સ્ત્રીજનને તજવા જેવા કુમારવનમા પ્રવેશી જેવો પ્રવેશ કર્યો કે તરત જ તેનુ શરીર વનના સીમાડે આવેલી લતામા ફેરવાઈ ગયુ

**સહજન્યા** દૈવને માટે કઈ દુર્લન્ઘ્ય (અશકચ) નથી હાય! આવા અનુરાગને ઓચિતી આવી આપત્તિ! હવે, રાજર્ષિની શી દશા છે?

**ચિત્રલેખા** તે જ વનમા પ્રિયતમાને શોધતા દિવસ અને રાત પસાર કરી રહ્યા છે હવે વળી, સુખીઓને પણ ઉત્કંઠિત કરનાર મેઘના દર્શનથી ખહુ કષ્ટને પામવાના

**સહજન્યા** સખી, તેમના જેવા સુદર આકૃતિવાળા લાબા સમય સુધી દુખના ભોગવનારા નથી બનતા જરૂર, કોઈ અચિંત્ય રીતે, કોઈની કૃપાથી ફરીથી (તેમના બેનો) સમાગમ થવાનો માટે, ચાલ, ઉદય પામવાની અણી પર આવેલા ભગવાન સૂર્યની સેવામા ઉપસ્થિત થઈએ

(બને જાય છે)

—પ્રવેશક સમાપ્ત—

(પછી ઉન્મત્તના વેશમા રાજા પ્રવેશ કરે છે)

**રાજા** અહા! દુષ્ટ રાક્ષસ, ઊભો રહે, ઊભો રહે મારી પ્રિયતમાને લઈને કયા જાય છે? હાય! પર્વતના શિખર પરથી, આકાશમા ઊડીને, મારા પર બાણો વરસાવે છે! (ધ્યાનથી જોઈને)

વરસુ વરસુ થઈ રહેલો આ તો નવો મેઘ છે, બખ્તરથી સજ્જ થયેલો ઘમડી નિશાચર (રાક્ષસ) નથી આ (તો) ઇન્દ્રધનુ છે, દૂર ખેચેલુ શરાસન (ધનુષ્ય) નથી. અને આ (તો) તીક્ષ્ણ જલની ધારાઓ છે, બાણોની પરપરા નથી આ (તો) કસોટીના પથ્થર પરની રેખાઓ જેવી ચળકતી વીજળી છે મારી પ્રિયા ઉર્વશી નથી ॥૧॥

(વિચાર કરીને) રભોરુ કયા જતી રહી હશે?

કદાચ, ગુસ્સે થઈને પોતાના પ્રભાવથી છુપાઈને પાસે જ ઊભી હોય; પણ લાબો વખત તે ગુસ્સે રહી શકતી નથી કદાચ, સ્વર્ગમા જવા માટે

આકાશે ઊડી હોય; પણ તેનું મન મારામાં ખૂબ લાગેલું છે. મારી આગળ રહેલી એવી તેનું હરણ કરવા દેવતાઓના શત્રુઓ પણ સમર્થ નથી. અને છતાં તે આંખોને અદશ્ય બની ગઈ. આ તે કેવું નસીબ! ॥ ૨ ॥

(દિશાઓને જોઈને, નિશ્વાસ સાથે) અરે, જેનું ભાગ્ય રૂઠયું હોય છે તેને દુઃખ પછી દુઃખ આવ્યા જ કરે છે. કારણ કે,

એક બાજુ તે પ્રિયાનો અકસ્માત આવી પડેલો અત્યંત દુઃખદાયી વિયોગ અને બીજી બાજુ મેઘના ઉદયથી તાપની તીવ્રતા ઓછી થઈ જવાથી રમ્ય બનતા દિવસો. ॥ ૩ ॥

(હમીને) ફોગટનો જ હું મારા મનના સંતાપની વૃદ્ધિને ઉવેખી રહ્યો છુ. મુનિઓ પણ કહે છે : 'રાજા કાળનુ કારણ છે.' તો શું હું વર્ષાઋતુને પાછી ધકેલી ન શકું? અથવા, વર્ષાનાં ચિહ્નોથી જ મારો રાજસત્કાર હમણા થઈ રહ્યો છે. કેવી રીતે?

વીજળીની રેખાઓરૂપી સોનાથી શોભતું આ વાદળું જ મારો સુંદર ચંદરવો છે. નિચુલનાં વૃક્ષો મંજરીરૂપી ચામરોથી (મને) પવન નાખી રહ્યાં છે. ઉકળાટનો નાશ થવાથી વધારે તીવ્ર રીતે કેકારવ કરી રહેલા (આ) મયૂરો જ મારા ચારણો છે. જલની ધારાઓની ભેટ ધરતા આ પર્વતો જ મારા વેપારીઓ છે. ॥ ૪ ॥

હશે. આમ, વૈભવનાં વખાણ કરવાથી શું વળવાનું? ચાલ, આ વનમાં તે પ્રિયાની શોધ કરું. (જોઈને) હાય! શોધ કરતાં (તો) દુઃખનો ભડકો થયો. કેમ?

આ નવી કન્દલી લતા, અંદર પાણી ભરેલાં અને રાતી રેખાઓવાળા પુષ્પોથી, કોપથી અંદર આસુવાળી તેની આંખોનું સ્મરણ કરાવે છે. ॥ ૫ ॥

તે આ રસ્તેથી ગઈ હશે તે મારે કેવી રીતે જાણવું?

જો તે સુંદર અંગોવાળી પગથી પૃથ્વીને સ્પર્શે તો મેઘની વૃષ્ટિથી ભીની થયેલી રેતીવાળી આ વનની ભૂમિમાં, ભારે નિતંબને કારણે પાછલા ભાગમાં ઊંડી ગયેલી અને અળતાથી રંગાયેલી તેની સુંદર પદપંક્તિ (પગલીઓ) જોવા મળે. ॥ ૬ ॥

(આંટો મારી અને જોઈને, સહર્ષ) ચિહ્ન મળી ગયું, જેનાથી તે ગુસ્સાવાળીના માર્ગનું અનુમાન કરી શકાશે.

પડતાં પડતાં, હોઠની લાલીનું હરણ કરતાં આંસુઓથી ઝાંખવાળું થયેલું, ગુસ્સાથી ઠોકરો ખાતાં ચાલતાં પડી ગયેલ, પોપટના પેટ જેવું

શ્યામ આ સ્તનનુ રેશમી વસ્ત્ર ( ચોળી ) નિ સશય, ઊડી નાભિવાળુ જ છે ॥૭॥

(નીરખીને જોતા) શુ ? આ તો ઇન્દ્રગોપવાળુ નવુ (ઊગેલુ) ઘાસ જ છે! ત્યારે, આ નિર્જન વનમા કોની પાસેથી પ્રિયાના સમાચાર મેળવવા ?

(જોઈને) અરે! વરસાદની ધારાઓથી વરાળવાળા બની ગયેલા પર્વત પર ચડીને,

ખૂબ ઊચી કરેલી અને કેકારવવાળી ડોકથી જોરદાર પવનથી પી ખાઈ રહેલા પીછાઓવાળો (આ) મોર વાદળાઓને જોઈ રહ્યો છે ॥૮॥

(પાસે જઈને) આને જ ત્યારે, પૂછી જોઉ

હે નીલકઠ (મોર), ઊચા કઠવાળી કોઈ સ્ત્રીને તે આ વનમા જોઈ છે ? હે શ્વેત અપાગવાળા ( નેત્રના છેડાવાળા ), તે દીર્ઘ (લાબા) અપાગવાળીને જોઈ છે ? જોવા જેવી છે, હો ॥૯॥

કેમ, જવાબ આપ્યા વગર નાચવા લાગી ગયો ? આના હર્ષનુ શુ કારણ હશે ? ( વિચાર કરીને ) ઠીક, સમજાયુ તે

મારી પ્રિયાના વિનાશથી, મૃદુ પવનથી પી ખાતો, ગાઢો અને સુદર આનો કલાપ હવે પ્રતિસ્પર્ધી વગરનો બન્યો ગ્‌થાયેલા પુષ્પોથી શોભતા, પ્રેમની ક્રીડામા ઢીલા થઈ ગયેલા અબોડાવાળા, સુકેશીના લાબા વાળની લટો જો (અસ્તિત્વમા) હોત તો આ (બાપડો) મોર શુ કરત ? ॥૧૦॥

હશે પારકાના દુ ખમા રાચનારા આને (તો) હુ નહી જ પૂછુ (આટો મારીને) આ, ગ્રીષ્મના અતથી સળગી ઊઠેલા મદવાળી કોયલ જાબુની ડાળે બેઠી છે પક્ષીઓમા આ જાત ડાહી લેખાય છે માટે, એને જ પ્રાર્થના કરુ

તને કામીજનો મદનની દૂતિ તરીકે વર્ણવે છે (સ્ત્રીઓના) ગર્વનુ ખડન કરવામા ચતુર એવુ તુ અમોઘ (કદી નિષ્ફળ ન જાય તેવુ) અસ્ત્ર છો કા તો તે (મારી) પ્રિયતમાને મારી પાસે લાવ (અને) નહી તો, હે મધુરભાષિણી, મને તેની પાસે સત્વર લઈ જા ॥૧૧॥

શુ કહ્યુ તમે ? 'તને આવા પ્રેમ કરનારને મૂકીને કેમ જતી રહી ?' સાભળો, તમે,

તે ગુસ્સે થઈ, પણ મે એક વાર પણ કોપવુ કારણ આપ્યુ હોય તેવુ યાદ નથી આવતુ યુવતીઓનુ પોતાના પ્રિયતમ ઉપરનુ પ્રભુત્વ, અવશ્ય, પ્રેમના સ્પનનને ગણકારતુ નથી ॥૧૨॥

શુ વાતચીતનો અત લાવવાવાળી તે પોતાના કામમા જ મગ્ન છે ?

પારકાનું દુઃખ મહાન હોય તો ય શીતલ લાગે છે, એ યોગ્ય જ કહેવાયું છે. કારણ કે, આપત્તિમાં પડેલા એવા મારી વિનંતિનો અનાદર કરીને મદથી અંધ બનેલી આ રાજજાંબુના વૃક્ષનાં પાકવા આવેલાં ફળનો, નીચલા હોદનો જેમ, સ્વાદ લેવામાં પ્રવૃત્ત થઈ ગઈ. ॥ ૧૩ ॥

આમ હોવા છતાં, મારી પ્રિયા જેવી મધુરકંઠી હોવાથી આના પર ક્રોધ ન કરાય. અહીંથી દૂર જઉં. (ચાલતાં, ચાલતાં, સાંભળીને) અરે !

દક્ષિણ દિશામાંથી પ્રિયાનો પગરવ સૂચવતો નૂપુરનો ઝંકાર આવી રહ્યો છે. માટે, ત્યાં જ જઉં. (આંટો મારીને) અહો ! ધિક્કાર છે. ધિક્કાર છે.

મેઘથી શ્યામ બનેલી દિશાઓને જોઈને માનસ સરોવરે જવાને આતુર બનેલા રાજહંસોનું (આ તો) કૂજન છે; નૂપુરનો ઝંકાર ન હોય. ॥ ૧૪ ॥

હશે. આ માનસ સરોવરે જવાને ઉત્સુક બનેલા સરોવરમાંથી ઊડી જાય તે પહેલાં તેમની પાસેથી પ્રિયાના સમાચાર મેળવી લઉં. (પાસે જઈને) ઓ, ઓ, જલચર પક્ષીઓના રાજા,

પાછળથી તમે તે માનસ સરોવરે જજો. કમલનાલના રસ્તાના ભાથાંને ફરીથી લેવા માટે (હમણાં) હેઠે મૂકો. પહેલાં, પ્રિયતમાના ખબરથી દુઃખમાંથી મારો ઉદ્ધાર કરો. સત્પુરુષોને (મન) પોતાના સ્વાર્થ કરતાં યાચકોનું કાર્ય જ વધારે મહત્ત્વનું હોય છે. ॥ ૧૫ ॥

ઊંચું મુખ કરીને જુએ છે તેથી કહેતો લાગે છે: 'માનસ સરોવરે જવાની ઉત્સુકતામાં મારાથી તે જોવાઈ નથી.'

હે હંસ, સરોવરને કાંઠે જો તેં મારી વાંકી ભમરવાળી પ્રિયાને જોઈ નથી તો પછી, હે ચોર તેની મદથી રમતિયાળ પગલાંવાળી ગતિ (ચાલ) તેં ક્યાંથી મેળવી ? ॥ ૧૬ ॥

માટે,

હે હંસ, મને મારી પ્રિયા સોંપી દે. એની ગતિ તારાથી ચોરાઈ છે. થોડોક ભાગ પુરવાર થતાં જેનો દાવો કરવામાં આવે તે બધું (ચોરે) આપી દેવું પડે છે. ॥ ૧૭ ॥

(હસીને) ચોરને સજા કરનારો આ રાજા છે એમ માની ભયથી ઊડી ગયો. (ફરીને) આ રહ્યો પ્રિયાની જોડે બેઠેલો ચક્રવાક. ચાલ, તેને પૂછું.

હે ચક્રવાક, રથ જેવાં ગોળ નિતંબવાળીથી વિખૂટો પડેલો, સો સો મનોરથોથી ભરેલો, આ રથી (યોદ્ધો) તને પૂછે છે. ॥ ૧૮ ॥

કેમ ? ક, ક, (કોણ ? કોણ ?) એમ બોલે છે ? તેનુ હોય નહી જરૂર, તે મને ઓળખતો નથી

સૂર્ય અને ચદ્ર જેના માતામહ અને પિતામહ છે, ઉર્વશી અને પૃથ્વી, એ બે વડે જે પતિ તરીકે સ્વેચ્છાએ વરાયેલ છે (એ હુ છુ) ॥ ૧૯ ॥

કેમ, મૂગો બેઠો છે ? હશે એને જરા ઠપકો દઉ

સરોવરમા કમલિનીના પાદડાથી ઢકાયેલા શરીરવાળી સહચરીને દૂર (ગઈ) છે એમ માની સમુત્સુક બની તુ વિલાપ કરવા માડે છે પ્રિયાના પ્રેમને કારણે એવી તો તને વિરહની બીક છે અને પ્રિયાથી વિખૂટા પડેલા મારા પ્રત્યે પ્રિયાના સમાચાર આપવાથી વિમુખ એવો આ ભાવ ! ॥ ૨૦ ॥

દરેક રીતે મારા જેવાનુ નસીબ પ્રતિકૂળ થઈને પોતાનો પ્રભાવ દર્શાવે છે તેથી બીજા સ્થળે જઉ (એક પગનુ ચાલીને, ઊભા રહેતા) જવા દો નથી જવુ

બચકુ ભરાયેલા નીચલા હોઠવાળુ સિત્કાર કરતુ જાણે તેનુ મુખ ન હોય તેનુ અદર ગુજારવ કરી રહેલા ભમરાઓવાળુ આ કમળ મને રોકી રહ્યુ છે ॥ ૨૧ ॥

હશે આ કમળમા વસતા ભ્રમરને યાચના કરુ કે જેથી અહીથી ગયા પછી મનમા પસ્તાવો ન થાય

હે મધુકર (ભ્રમર) તે મદિરાક્ષીના સમાચાર કહે (વિચારીને) અથવા, સુંદર શરીરવાળી તે તારાથી જોવાઈ જ નથી જો તે એના મુખમાથી નીકળતા શ્વાસની સુગધ માણી હોત તો આ પુડરિક (કમળ) મા તારી પ્રીત થાત જ કેમ ? ॥ ૨૨ ॥

ચાલો, જઉ ત્યારે (ફરીને, જોતા) કદબની ડાળ પર પોતાની સૂઢ ટેકવીને હાથણુ સાથે આ નગરાજ (હાથીઓનો રાજા) ઊભો આની પાસેથી પ્રિયાના ખબર મેળવુ (જોઈને) હશે ઉતાવળ કરવી ન જોઈએ

તાજા જ ફૂટેલા અકુરોવાળી આસવની સુગધવાળા રસવાળી, પ્રિય હાથણુથી સૂઢ વડે લવાયેલી સલ્લકીની ડાળ આ ભલે પહેલા, આરોગી લે તો ॥ ૨૩ ॥

હાશ ! તેણે ભોજન પતાવી લીધુ હવે પૂછુ

હે મદથી સુદર દેખાતા, હાથીઓના ટોળાના નાયક, યુવતીઓમા બીજના ચદ્ર જેવી, જાઈથી શણગારેલા વાળવાળી, સ્થિર યૌવનવાળી, આખને જોવી ગમે તેવી, દૂર સુધી પહોચતી (એવી) તારી દૃષ્ટિએ પડી છે ? ॥ ૨૪ ॥

(સહર્ષ) આણે, મધુર અને ગંભીર ગર્જન કરીને પ્રિયાના સમાચાર આપીને મને આશ્વાસન આપ્યુ. સરખા ધર્મવાળો હોવાથી તારામા મને ખૂબ પ્રેમ છે.

મને પૃથ્વીને ધારણ કરવાવાળાઓનો (પર્વતોનો, રાજાઓનો) અધિપતિ કહેવામાં આવે છે, તમે પણ નાગાના (પર્વતોના, હાથીઓના) રાજા છો. તમારું દાન (મદનું ઝરવું) અટકયા વગરની ,જાડી પ્રવૃત્તિવાળુ છે; મારું દાન (દેવું) પણ યાચકો પ્રત્યે તેવા જ પ્રકારનું છે. સ્ત્રીઓમાં રત્નશ્રેષ્ઠ જેવી ઉર્વશી મારી પ્રિયતમા છે; ટોળામાં તેવી જ તમારી આ પ્રિયા છે. બધી રીતે તમે મને મળતા આવો છો. માત્ર, પ્રિયાના વિરહથી ઉપજતી વેદના તમે કોઈ દિવસ ન અનુભવજો. ॥૨૫॥

તમે સુખેથી બેસો. હ, ત્યારે, જઉંશ. (બાજુએ દષ્ટિ કરીને) સુરભિકંદર નામનો બહુ જ રમણીય પર્વત દેખાય છે. અને તે અપ્સરાઓને બહુ વહાલો છે. કદાચ તે સુંદર દેહવાળી આની તળેટીમા મળી આવે! (થોડુક ચાલીને, જોતા) હાય! મારા પાપના પરિણામે મેઘ પણ વીજળી વિનાનો થઈ ગયો. છતા પણ, આ પર્વતને પૂછ્યા વગર પાછો નહી વળું.

હે પૃથુનિતંબ, (વિશાળ ઢોળાવવાળા), સુંદર નિતંબવાળી, ભરેલાં સ્તનોવાળી, પ્રત્યેક સાધામા ઘાટીલી અંગના (રૂપાળી નારી) અનંગના (કામદેવના) સ્વામીત્વવાળા આ વનપ્રદેશમા કયાય આશ્રય લઈગ્રી છે?॥૨૬॥

કેમ, ચૂપ રહ્યો છે? સંભવ છે કે બહુ દૂર હોવાથી સાભળતો નથી. એની પાસે જઈને ફરીથી પૂછુ (ચાલીને)

હે બધા પર્વતોના સ્વામી, મારાથી વિખૂટી પડેલી, સર્વાંગ સુંદર રામા (યુવતી) આ રમ્ય વનપ્રદેશમા તમારા વડે જોવાઈ છે? ॥૨૭॥

(સાભળીને, સહર્ષ) શુ? વર્ણવ્યા પ્રમાણે જ જોવાઈ છે એમ કહે છે? તમે પણ આનાથી વધારે પ્રિય સાભળજો. ત્યારે, (કહો) મારી પ્રિયતમા કયા છે? (પડઘા પાછળથી તે જ (શબ્દો) સાંભળીને) હાય! ધિક્કાર છે! આ તો ગુફાના મુખમા વિસ્તરતો મારા જ શબ્દોનો પડઘો છે! (વિષાદનો અભિનય કરીને) થાકી ગયો છું. માટે, આ પર્વતની નદીના કાઠે બેસીને તરગો પરથી વહેતા પવનનું સેવન કરું. નવાં પાણીથી ડહોળી બનેલી હોવા છતા આ નદીને જોતાં મનને આનંદ થાય છે.

તરંગોરૂપી ભ્રૂભંગવાળી, ક્ષોભ પામેલાં પક્ષીઓરૂપી કંદોરાવાળી, રીસને ક્રોધથી સરકી ગયેલાં વસ્ત્ર જેમ ઘસડતી, સ્ખલનોને ટાળવાથી વાંકીચૂંકી

ચાલે ચાલતી (રાજાના અપરાધોને યાદ કરતી), જરૂર, વિયોગ સહન ન કરી શકવાથી તે નદીના રૂપમા ફેરવાઈ ગઈ છે ॥ ૨૮ ॥

હવે જરા તેને યાચુ (હાથ જોડીને)

તાગમા બધાયેલી પ્રીતિવાળા, પ્રિય બોલવાવાળા, પ્રણયનો ભગ કરવામા વિમુખ ચિત્તવાળા આ દાસજનમા એવો તો કયો અપરાધનો છાટો પણ જોયો કે હે માનિની, તેને તે આમ તજી દીધો ? ॥ ૨૯ ॥

અથવા, આ સાચે જ નદી છે ઉર્વશી કોઈ કાળે પુરુરવાને છોડીને સમુદ્ર તરફ જવાનુ કરે જ નહી હવે રોદણા રડવાથી શ્રેય (કલ્યાણ) પ્રાપ્ત થતુ નથી

માટે, તે જ પ્રદેશમા જઉ કે જ્યા સુનયના મારા નયનોને અગોચર બની ગઈ (ચાલીને, જોતા) હાશ ! તેના માર્ગની એધાણી મળી ગઈ !

આ તે જ રાતો કદબ છે જેના, ગ્રીષ્મનો અત સૂચવતા (અને) બધા કેસરો ન ઊગવાથી ખ બચડા લાગતા પુષ્પને પ્રિયાએ અબોડામા આભૂષણ તરીકે ખોસ્યુ હતુ ॥ ૩૦ ॥

(જોઈને) ચાલ, આ બેઠેલા સારગને પ્રિયાના સમાચાર મેળવવા જરા પ્રાર્થના કરી જોઉ

વનની શોભા નીરખવા વનશ્રીએ કરેલા કટાક્ષ જેવો આ જે કાળા ચિતગમણની મન્તિમાળા દેખાય છે ॥ ૩૧ ॥

(જોઈને) શુ, જાણે મારી અવગણના કરતો ન હોય તેમ બીજી દિશામા મુખ કરીને ઊભો ? આની પાસે આવી રહેલી મૃગીને સ્તનપાન કરતા બચ્ચાએ રોકી રાખી તેને, આ ડોક વાળી કરીને એક દષ્ટિએ જોયા કરે છે ॥ ૩૨ ॥

ઓ, હે ! ટોળાંના નાયક

મારી પ્રિયાને તે વનમા જોઈ ? તેની એધાણીઓ આપુ છુ. સાભળજે તારી સહચરી જેમ તે પણ મોટી આંખોવાળી છે તેના જેમ તે પણ લટકાળી લાગે છે ॥ ૩૩ ॥

શુ, મારાં વચનોનો અનાદર કરી પત્ની તરફ મોઢુ કરીને 'નો' બતાવે છે દશાનો પલટો અપમાનનુ પાત્ર બની જાય છે અહીથી જતો રહુ. (પાછો ફરીને, જોતા) અરે ! પર્વતોની તળેટીમા નાસીને આ શુ દેખાઈ રહ્યુ હશે ?

સિંહથી હણાયેલા મૃગના માંસનો લોચો પ્રકાશથી છવાયેલો આ હોઈ શકે નહીં. કદાચ અગ્નિનો તણખો હોય; પણ હમણાં જ આકાશ–માંથી વૃષ્ટિ થઈ છે.

(બરાબર જોઈ ને)

અરે ! રાતા અશોકના ફુલના ગુચ્છા જેવો આ તો મણિ છે; જેને લેવા માટે જાણે સૂર્યે પોતાના કર (હાથ કિરણ) ને લંબાવ્યો ન હોય ! ॥૩૪॥

મારા મનને (તે) હરી લે છે. ચાલ તેને લઈ લઉં. અથવા,

મન્દાર વૃક્ષનાં પુષ્પોથી સુગંધિત થયેલા જેના વાળમાં ગૂંથવા યોગ્ય છે તે પ્રિયા જ, હવે તો, મને દુર્લભ બની ગઈ છે. તો પછી, શા માટે આને આંસુઓથી ઝાંખો પાડું ? ॥ ૩૫ ॥

(પડદા પાછળથી)

વત્સ, લઈ લે. લઈ લે.

શૈલસુતા (પાર્વતી) ના પગના અળતામાંથી ઉત્પન્ન થયેલો આ સંગમનીય મણિ છે. પહેરવામાં આવતાં પ્રિય જન સાથે તે થોડા સમયમાં સમાગમ કરાવે છે ॥ ૩૬ ॥

રાજા : (સાંભળીને) કોણ મને આ પ્રમાણે આજ્ઞા કરી રહ્યું હશે ? (દિશાઓ જોતાં) અરે, મૃગના જેવું જીવન ગાળતા કોઈ મુનિ ભગવાન મારા પર કૃપા કરી રહ્યા છે. ભગવાન, તમારા ઉપદેશથી મારા પર અનુગ્રહ થયો. (મણિ લઈને) ઓ હે ! સંગમનીય !

પાતળી કેડવાળી સાથે તેનાથી વિખૂટા પડેલાનો મારો જો તું મેળાપ કરાવી આપીશ તો શિવ જેમ બીજની લેખાને મસ્તક પર ધારણ કરે છે તેમ હું તને મારો મુકુટમણિ બનાવીશ. ॥ ૩૭ ॥

(ચાલીને, જોતાં) અરે, ફૂલ વગરની હોવા છતાં આ લતાને જોતાં કેમ મને પ્રીતિ ઉપજે છે ? અથવા, આ મારા મનને આનંદ આપે છે તે યોગ્ય જ છે. કારણ કે આ તન્વી (પાતળી) લતા—

મેઘના જલથી ભીનાં થયેલાં પાંદડાંથી આંસુથી ધોવાઈ ગયેલા નીચલા હોઠવાળી, ઋતુ પૂરી થતાં ફૂલો બેસવાનું અટકી જતાં આભૂષણો વગરની, ભ્રમરોના ગુંજારવના અભાવે ચિંતાથી મૂંગી જાણે (તે) ચંડી (ગુસ્સાવાળી) પગે પડેલાને મને અવગણીને પશ્ચાત્તાપવાળી બની ગઈ ન હોય તેવી દેખાય છે. ॥ ૩૮ ॥

પ્રિયાનું અનુકરણ કરી રહેલી આને જરા આલિંગન દઈ સુખ મેળવું. (લતાને આલિંગન કરે છે.)

(પછી તે જ સ્થળે ઉર્વશી પ્રવેશ કરે છે)

રાજા (મીચેલી આંખોએ જ સ્પર્શસુખનો અભિનય કરતા) અરે, ઉર્વશીના અંગોને સ્પર્શ કરતા થાય તેવુ સુખ મારુ શરીર અનુભવી રહ્યુ છે તો પણ, વિશ્વાસ નથી આવતો કારણ કે,

શરૂઆતમા જેની જેની પ્રિયા વિશે કલ્પના કરી છે તે પાછળથી ક્ષણમા બીજુ જ કોઈ નીકળ્યુ છે ! તેથી, સ્પર્શથી પ્રિયાને ઓળખી લેવા છતા, મીચેલી આખો નહી ઉઘાડુ ॥ ૩૯ ॥

(ધીરેથી આખો ઉઘાડતા) શુ સાચે જ (આ) પ્રિયાતમા છે ?

ઉર્વશી (આસુ સારતા) જય થાઓ, મહારાજનો જય થાઓ

રાજા મૃત્યુ પામેલો જેમ ચેતનાને પાછી મેળવે, તેમ, હે તન્વી, તારા વિયોગથી ઉપજેલા અધકારમા ડૂબતા મે તને, સદ્ભાગ્યે પાછી મેળવી ॥ ૪૦ ॥

ઉર્વશી છુપાયેલી ઇન્દ્રિયોવાળી મારાથી મહારાજની દશા પ્રત્યક્ષ કરાઈ છે (બધુ મે જોયુ છે)

રાજા 'છુપાયેલી ઈન્દ્રિયોવાળી', આ વચનનો અર્થ મને તો સમજાતો નથી

ઉર્વશી કહુ છુ પણ પહેલા, મહારાજ, મારાથી કોપને વશ થવાથી આવી દશાને પામ્યા તેની ક્ષમા કરો

રાજા કલ્યાણી, મારી ક્ષમા માગવાની જરૂર નથી તારા દર્શન માત્રથી જ બાહ્ય અને આતર ઇન્દ્રિયોવાળો મારો અતરાત્મા પ્રસન્ન થયો છે કહે, મારા વગર તુ આટલો સમય કેમ રહી શકી ?

ઉર્વશી સાભળો, મહારાજ શાશ્વત કુમારવ્રતને ધારણ કરીને ભગવાન કાર્તિકેયે અકલુષ નામના ગન્ધમાદન પર્વતના પ્રદેશમા નિવાસ કર્યો અને નિયમ કર્યો

રાજા કયો વળી ?

ઉર્વશી 'જે કોઈ સ્ત્રી આ પ્રદેશમા પ્રવેશ કરશે તે લતામા ફેરવાઈ જશે ' પાર્વતીના ચરણમાથી નીકળેલા મણિ વગર તેમાથી છૂટકારો નહી મેળવે હુ પણ ગુરુના શાપથી મૂઢ બનેલા હૃદયવાળી દેવતાના નિયમને ભૂલીને, તમારી વિનતિને ન સ્વીકારતા કુમારવનમા આવી જેવો મે પ્રવેશ કર્યો કે તેવી જ હુ વાસન્તી લતા બની ગઈ

રાજા હવે બધુ સમજાયુ

રતિના પરિશ્રમથી થાકીને પથારીમાં જ સૂતેલા મને પ્રવાસે ગયેલો માનનારી તું, હે પ્રિયા, મારા લાંબા વિયોગને (અન્યથા) કેમ કરી સહી શકે? ॥ ૪૧ ॥

તારા સમાગમના કારણરૂપ આ મણિ છે એવું મુનિ પાસેથી જાણીને, પહેલાં વર્ણવ્યા પ્રમાણે, તેના પ્રભાવથી મેં તને પાછી મેળવી.

**ઉર્વશી** : અહો, સંગમનીય? એટલે જ તો મહારાજનાં આલિંગન માત્રથી હું પોતાના મૂળ સ્વરૂપને પામી. (મણિ લઈને માથે ચડાવે છે.)

**રાજા** : આમ જ, હે સુંદરી, ક્ષણ વાર (ઊભી) રહે.

લલાટે મૂકેલા મણિના ઝગઝગારા મારતા રંગથી રંગાયેલું તારું મુખ સવારના સૂર્યથી લાલ બનેલા કમલની શોભા ધારણ કરી રહ્યું છે. ॥ ૪૨ ॥

**ઉર્વશી** : પ્રતિષ્ઠાન છોડ્યે તમને બહુ સમય થઈ ગયો છે. પ્રજા મારો વાંક કાઢશે. માટે, ચાલો, પાછાં ફરીએ.

**રાજા** : જેવી તારી આજ્ઞા.

**ઉર્વશી** : મહારાજ કેવી રીતે જવા ઇચ્છે છે?

**રાજા** : વીજળીઓના ચમકારારૂપી પતાકાવાળા, ઇન્દ્રધનુરૂપી નવનવાં ચિત્રોથી શોભતા વિમાન બનેલા નવા મેઘથી, હે રમતિયાળ ગતિવાળી, તું મને મારે મહેલે પહોંચાડ. ॥ ૪૩ ॥ (બધા જાય છે.)

[ચોથો અંક પૂરો]

o

## અંક પાંચમો

o

(પછી સંતુષ્ટ થયેલો વિદૂષક પ્રવેશ કરે છે.)

**વિદૂષક** : સદ્ભાગ્યે નન્દનવન વગેરે દેવતાઓના વનમાં વિહાર કરીને, લાંબા સમય પછી, પ્રિય મિત્ર ઉર્વશીને લઈને પાછા આવી ગયા. હમણાં, પ્રજાના સત્કાર અને ઉપચારોથી ગદ્ગદ થતા રાજ કરી રહ્યા છે. સંતાન સિવાય એમને કશાની ખોટ નથી. આજે તિથિવિશેષ (પર્વનિમિત્ત) હોવાથી દેવીઓ સાથે ભાગ્યવતી ગંગા અને યમુનાના સંગમમાં સ્નાન કરી હમણાં જ તંબુમાં પ્રવેશ્યા છે. માટે હું પણ એ શણગાર કરી રહ્યા છે ત્યાં જઈ પહેલાંનો ચન્દન અને માળામાં પહેલો ભાગ પડાવું. (આંટા મારે છે.)

(પડદા પાછળથી)

હાય, ધિક્કાર છે, હાય ધિક્કાર છે. મહારાજની સૌથી વધારે વહાલી ગાદીના મુગટમાં મૂકવા યોગ્ય મણિને, રેશમી વસ્ત્રમાં મૂકેલી તાપસની

રાજા સખા, આ કેમ બને ? નૈમિષારણ્યમા યજ્ઞ હતો તે સિવાય ઉર્વશીથી હુ વિખૂટો પડયો નથી અને વળી, મે ગર્ભિણીના સ્પષ્ટ ચિહ્નો દીઠા નથી તો પછી પુત્રજન્મ કયાથી ? પરતુ,

તે દિવસોમા તેનુ શરીર, માત્ર અલસ (મથર) દૃષ્ટિવાળુ, કાળી બનેલી સ્તનની ડીટડીઓવાળુ, લવનીના પાદડા જેવી મુખની કાન્તિવાળુ જણાતુ હતુ ॥ ૮ ॥

વિદૂષક મનુષ્યોના બધા લક્ષણો દિવ્ય સ્ત્રીઓમા જોવાની રખે તમે આશા રાખતા તેઓનુ ચરિત તો દૈવી શક્તિઓથી ઢકાયેનુ હોય છે

રાજા ભલે, (કદાચ) તુ કહે છે તેમ હોય પણ પુત્રને છુપાવવાનુ તેને શું કારણ હોઈ શકે ?

વિદૂષક 'મને વૃદ્ધ બનેલી જાણીને રાજા તજી દેશે,' એમ હોય

રાજા મજાક રહેવા દે વિચાર કરી જો

વિદૂષક દેવતાઓના રહસ્યને કોણ જાણી શકવાનુ હતુ ?

કચુકી (પ્રવેશીને) જય થાઓ, જય થાઓ દેવનો ચ્યવનના આશ્રમમાથી કુમારને લઈને તાપસી આવ્યા છે તે દેવને મળવા ઇચ્છે છે

રાજા બનેનો, વિલબ વગર, પ્રવેશ કરાવો

કંચુકી જેવી દેવની આજ્ઞા

(બહાર જઈને, હાથમા ધનુષ લીધેલા કુમાર તથા તાપસી સાથે (પાછો) પ્રવેશ કરે છે)

કંચુકી આ તરફ, આ તરફ ભગવતી (બધા આટા મારે છે)

વિદૂષક શુ આ તે જ ક્ષત્રિય કુમાર નથી કે જેના નામાક્ષરોથી ગીધરૂપી લક્ષ્યવેધી બાણ અકિત થયેનુ છે ? વળી, તમને તે બહુ મળતો આવે છે

રાજા એમ હોવા સભવ છે માટે જ,

આના પર નજર પડતા મારી આખો પાણીવાળી થઈ જાય છે, હૃદયમા વાત્સલ્યનો ભાવ જન્મે છે, મનમા શાન્તિ પ્રસરે છે જેમા કપ ઉત્પન્ન થયો છે એવા અગો વડે, ધીરજ ખોઈ બેઠેલો હુ આને દયા વગરનું (ગાઢ) આલિગન કરવા ઈચ્છુ છુ ॥ ૯ ॥

કંચુકી ભગવતી, અહી જ ઊભા રહો

(તાપસી અને કુમાર ઊભા રહે છે)

રાજા માતા, પ્રણામ કરુ છુ

**તાપસી** : મહાભાગ, સોમવંશની વૃદ્ધિ કરનારો થજે. (સ્વગત) અહો! જાણ કર્યા વગર પણ આ રાજર્ષિ અને આયુનો ઔરસ (પિતાપુત્રનો) સંબંધ છે તે જણાઈ આવે છે. (મોટેથી) વત્સ, તારા વડીલને પ્રણામ કર.

(કુમાર ધનુષવાળા હાથ જોડીને પ્રણામ કરે છે.)

**રાજા** : આયુષ્યમાન થજે.

**કુમાર** : (સ્વગત)

આ મારા પિતા છે અને હું એમનો પુત્ર છું, એ સાંભળતાં જો આટલો પ્રેમ ઉપજે છે તો જેઓનું ખોળામાં લાલનપાલન થયું છે તેઓનો પિતાઓમાં કેવો સ્નેહ હશે? ॥ ૧૦ ॥

**રાજા** : ભગવતી, આવવાનું કેમ થયું?

**તાપસી** : સાંભળો, મહારાજ. આ દીર્ઘાયુ આયુઃ જન્મતાં બેગો જ, કોઈ કારણને લઈને, ઉર્વશી વડે મારા હાથમાં સોંપવામાં આવ્યો. ક્ષત્રિય કુમારનાં જાતકર્મ વગેરે જે (સંસ્કારો) કરવા જોઈએ તે બધા, આના, ભગવાન ચ્યવને કર્યા છે. વિદ્યાનું ગ્રહણ કરી લીધા પછી આને ધનુર્વેદ શીખવાડવામાં આવ્યો.

**રાજા** : સારા પાલક એને મળી ગયા.

**તાપસી** : આજે, ઋષિકુમારો સાથે પુષ્પો અને સમિધ લેવા ગયેલા આનાથી આશ્રમ વિરુદ્ધ આચરણ થયું.

**રાજા** · (આવેગ સાથે) શું વળી?

**તાપસી** : માંસનો કકડો લઈ ઝાડની ટોચ પર બેઠેલા ગીધને ધ્રુપાઈને આણે લક્ષ્ય બનાવ્યું. (હણ્યું.)

(વિદૂષક રાજા સામું જુએ છે.)

**રાજા** : પછી શું થયુ? પછી શું થયુ?

**તાપસી** : પછી (બધી) વાત જાણીને ભગવાન ચ્યવને મને કહ્યું, "થાપણ પાછી આપી દો," માટે, દેવી ઉર્વશીને મળવા ઇચ્છું છું.

**રાજા** : તો, ભગવતી આસન પર બેસવાની કૃપા કરે.

(આણેલા આસન પર તાપસી બેસે છે.)

**રાજા** : લાતવ્ય, ઉર્વશીને બોલાવો.

**કંચુકી** : જેવી દેવની આજ્ઞા. (જાય છે.)

રાજા : (કુમારને જોતાં) આવ, આવ, પુત્ર.

કહે છે, પુત્રનો સ્પર્શ બધાં અંગોને સુખ આપે છે. તો, ચંદ્રનાં કિરણો જેમ ચંદ્રકાન્ત મણિને આનંદ આપે છે તેમ તું મારી પાસે આવીને મને સુખ આપ. ॥ ૧૧ ॥

તાપસી : વત્સ, (તારા) પિતાજીને રાજી કર.

(કુમાર સમીપ જઈને રાજાનો ચરણસ્પર્શ કરે છે.)

રાજા : (કુમારને ભેટીને, પાદપીઠે બેસાડીને) પુત્ર, આ બાજુ બેઠેલા તારા પિતાના પ્રિયસખા બ્રાહ્મણને બીક વગર પ્રણામ કર.

વિદૂષક : ડરશે શા માટે? આશ્રમમાં વસવાથી (તે) વાંદરાઓથી (તો) પરિચિત જ હશે.

કુમાર : (સસ્મિત) તાત, વંદન કરું છું.

વિદૂષક : તારું કલ્યાણ થજો.

(પછી કંચુકી અને ઉર્વશી પ્રવેશ કરે છે.)

કંચુકી : આ તરફ, આ તરફ દેવી.

ઉર્વશી : (કુમારને જોતાં) પાદપીઠ પર બેઠેલો આ બાણવાળો કોણ હશે કે જેની શિખા મહારાજ પોતે બાંધી રહ્યા છે? (તાપસીને જોતાં) અહો, સત્યવતીથી ઓળખાતો (સૂચિત થતો) (આ તો) મારો પુત્ર આયુઃ છે. ખરેખર, બહુ મોટો થઈ ગયો. (આંટા મારે છે.)

રાજા : (ઉર્વશીને જોતાં)

સ્નેહથી સ્રવતાં ધાવણથી ભીની થયેલી ચોળી પહેરેલી, તને જોવાને ઉત્સુક એવી તારી માતા આવી પહોંચી. ॥ ૧૨ ॥

(કુમાર ઉર્વશીની સામે જાય છે.)

ઉર્વશી : માતા, પ્રણામ કરું છું.

તાપસી : પુત્રી, પતિની માનિતી થજે.

કુમાર : મા, પગે લાગું છું.

ઉર્વશી : (કુમારનું મોઢું ઊંચું કરી, ભેટીને) પુત્ર, પિતાને સંતોષ આપનારો થજે. (રાજા પાસે જઈને) જય થાઓ, જય થાઓ મહારાજનો.

રાજા : પુત્રવતીનું સ્વાગત હજો. અહીં બેસ. (અર્ધું આસન આપે છે.)

(ઉર્વશી આસન ગ્રહણ કરે છે. બધા યોગ્ય રીતે બેસે છે.)

**તાપસી :** ભણવાનું પૂરું કરેલો આ આયુ : હવે કવચ પહેરવા જેવો થયો છે. તેથી, તારા સ્વામીના દેખતાં (સાક્ષીમાં) થાપણ પાછી સોંપું છું. તો જવાની રજા મળે એમ ઇચ્છું છું. મારા આશ્રમધર્મનો ઉપરોધ થાય છે. (મોડું થાય છે.)

**ઉર્વશી :** લાંબા ગાળે તમને જોવાથી અસંતોષ વધી ગયો છે. જવા દેવાની મારામાં શક્તિ નથી. અને રોકવાં એ અજુગતું છે. ફરીથી દર્શન થવા માટે, તમે, ભલે વિદાય લો.

**રાજા :** માતા, ભગવાન ચ્યવનને મારા પ્રણામ પહોંચાડજો.

**તાપસી :** એમ થશે.

**કુમાર :** આર્યા, જો તમે સાચે જ પાછાં જતાં હો તો મને પણ આશ્રમમા લઈ જવા કૃપા કરશો.

**રાજા :** હે પુત્ર, પહેલા આશ્રમમાં તું રહી ચૂક્યો છે. હવે બીજા આશ્રમમાં (ગૃહસ્થાશ્રમમાં) રહેવાનો સમય આવ્યો છે.

**તાપસી :** વત્સ, વડીલનાં વચનનું પાલન કર.

**કુમાર :** તેમ છે તો,

મારા ખોળામાં સૂઈ જતા અને માથામાં (કલગીમાં) કરેલી ખંજવાળથી સુખ પામતા મારા પેલા મણિકંઠને કલાપ આવે ત્યારે અહીં મોકલાવજો. ॥ ૧૩ ॥

**તાપસી :** (હસીને) તેમ કરીશ. તમારું કલ્યાણ થજો. (જાય છે.)

**રાજા :** કલ્યાણી,

જેવી રીતે પુરંદર (ઇન્દ્ર) પોલોમીથી ઉત્પન્ન થયેલા જયંતથી તેમ હું આ તારા સત્પુત્રથી પિતાઓમાં અગ્રણી (મુખ્ય) બન્યો છું. ॥ ૧૪ ॥

**વિદૂષક :** કેમ, ઓચિંતાં, આંસુવાળાં મુખવાળાં બન્યાં ?

**રાજા :** (આવેગ સાથે)

ઘટ્ટ અને ઉન્નત (ઊંચાં) સ્તનો પર પ્રસરી જતાં આંસુઓથી પહેરેલી મોતીની માળાને નકામી બનાવતી, હે સુંદરી, મારા વંશને સ્થિર રાખનારની પ્રાપ્તિથી થતા મહાન આનંદના સમયે તું શાને રુદન કરી રહી છે ? ॥ ૧૫ ॥

(એનાં આંસુ લુછે છે.)

**ઉર્વશી :** સાંભળો, મહારાજ. પહેલાં, પુત્રને જોવાથી ભૂલી ગઈ હતી. હમણાં, ઇન્દ્રનું નામ સાંભળતાં, શરત યાદ આવવાથી મારા હૃદયને પીડા થઈ રહી છે.

રાજા : શી શરત છે તે કહે.

ઉર્વશી : મહારાજથી જેનું હૃદય ચોરાઈ ગયું હતું એવી મને મહેન્દ્રે આગળ આજ્ઞા કરી હતી.

રાજા : શી?

ઉર્વશી : જ્યારે મારા આ પ્રિય સખા તારાથી ઉત્પન્ન થયેલા પુત્રનું મુખ જોશે ત્યારે તારે ફરીથી મારી પાસે આવવાનું છે. તેથી, મહારાજના વિયોગના ભયથી જન્મતાંવેંત જ, વિદ્યા મેળવવા માટે (આને) ભગવાન ચ્યવનના આશ્રમમાં સત્યવતીના હાથમાં મેં છાનોમાનો સોંપ્યો હતો. આજે, પિતાને સંતોષ આપે એવો થયો છે એમ ધારીને મારા ચિરંજીવીને પાછો દીધો. આથી, મહારાજ સાથેનો મારો સહવાસ આટલો જ. (પૂરો થયો.)

(બધા વિષાદનો અભિનય કરે છે.)

રાજા : (નિશ્વાસ સાથે) અહો, દૈવ સુખને કેવું આડું આવે છે! (દૈવની કેવી સુખની શત્રુતા!)

પહેલાં વાદળાંની વૃષ્ટિથી (ગરમીનો) ધામનો ઉકળાટ દૂર થયેલાં વૃક્ષ પર જેમ વીજળીનો અગ્નિ આવી પડે તેમ પુત્રની પ્રાપ્તિથી આશ્વાસન પામેલા મારા પર, હે પાતળી કેડવાળી, તરત જ તારી સાથેનો વિયોગ આવી પડ્યો. ॥૧૬॥

વિદૂષક : આ તો, અર્થ (લાભ) પાછળ અનર્થને (હાનિને) લઈ આવ્યો. હવે, મને લાગે છે કે તારે વલ્કલો પહેરીને તપોવનમાં જવું જોઈએ.

ઉર્વશી : મને પણ અભાગણીને, મહારાજ, ભણીગણીને ઊતરેલા પુત્રને મેળવીને સ્વર્ગમાં જતી રહેનારીને કામ પૂરું થયેલી (સ્વાર્થી) માનતા હશે.

રાજા : સુંદરી, એવું ન કહે.

જેમાં વિયોગ સુલભ છે એવી પરાધીનતા પોતાનું પ્રિય કરવા સમર્થ નથી, માટે, સ્વામીની આજ્ઞાનું પાલન કર. હું પણ તારા પુત્ર આયુઃને રાજ્ય સોંપી જેમાં મૃગનાં ટોળાંઓ વિચરી રહ્યાં છે એવાં વનોનો આશ્રય લઈશ. ॥૧૭॥

કુમાર : પુંગવે (શ્રેષ્ઠ બળદે) ધારણ કરેલી ધોંસરીમાં નાના વાછરડાંને જોતરવો એ પિતાજીને શોભતું નથી.

રાજા : હે પુત્ર,

ગંધહસ્તિ કલભ (નાનો) હોય છે તો પણ (તે) બીજા હાથીઓને દબાવી દે છે. સર્પના શિશુનું (સાપોલિયાનું) ઝેર બહુ તીવ્ર હોય છે. રાજા બાળક

હોવા છતાં પૃથ્વીનું રક્ષણ કરવાને સમર્થ બને છે. વયથી નહીં, પણ, જાતિથી જ દરેક પોતાના કાર્યનો ભાર સહન કરી શકે છે. ॥ ૧૮ ॥

લાતવ્ય, મારા વતી અમાત્યપરિષદને કહો: "આયુના રાજ્યાભિષેકની તૈયારી કરો."

**કંચુકી** : જેવી દેવની આજ્ઞા. ( દુઃખી થતો, જાય છે. )

( બધા આંખો જાણે અંજાઈ ગઈ ન હોય તેવો અભિનય કરે છે. )

**રાજા** : ( આકાશને જોતાં) વાદળાં વગર વીજળીનો ચમકાર ક્યાંથી ?

**ઉર્વશી** : (જોઈને) અહો, ભગવાન નારદ !

**રાજા** : અરે ભગવાન નારદ ! જે આ,

નિકષ (કસોટીના પત્થર) પર કરેલી ગોરોચનાની રેખાઓ જેવી પીળી જટાવાળા, ચંદ્રની કલા જેવાં શ્વેત જનોઈને ધારણ કરતા, મોતીની માળાઓથી વૃદ્ધિ પામેલા શણગારની શોભાવાળા, સોનાની ડાળીઓવાળા, હાલતા-ચાલતા કલ્પવૃક્ષ જેવા દેખાય છે. ॥ ૧૯ ॥

એમને માટે અર્ઘ્ય. (પૂજાની સામગ્રી લાવો.)

**ઉર્વશી** · (કહ્યા પ્રમાણે, લઈને) આ રહી ભગવાનની પૂજા સામગ્રી.

(પછી નારદ પ્રવેશ કરે છે.)

**નારદ** મધ્યમ લોકના (પૃથ્વીના) પાલનહારનો વિજય હો.

**રાજા** (ઉર્વશીના હાથમાથી અર્ઘ્ય લઈને, આપતા) ભગવાન, પ્રણામ કરું છું.

**ઉર્વશી** : ભગવાન, પ્રણમું છું.

**નારદ** · દંપતિનો વિગ્રહ ન થજો.

**રાજા** : (સ્વાગત) એવું જ થાય તો કેવું સારું ! (મોટેથી, કુમારને આલિંગન કરીને) પુત્ર, ભગવાનને પ્રણામ કર.

**કુમાર** : ભગવાન, ઉર્વશીનો આયુ પ્રણામ કરે છે.

**નારદ** : આયુષ્માન થજે

**રાજા** · આ આસન પર બેસવાની કૃપા કરો.

(નારદ, તે પ્રમાણે, બેસે છે. તેના બેઠા પછી બધા બેસે છે.)

**નારદ** · રાજન્, મહેન્દ્રનો સંદેશ સાંભળો.

**રાજા** : ઐકધ્યાન છું. . .

**નારદ** : પ્રભાવથી જોવાવાળા ઇન્દ્ર વનમાં જવાની બુદ્ધિ કરેલા તમને સલાહ આપે છે.

**રાજા** : શી આજ્ઞા કરે છે ?

**નારદ** : ત્રિકાલદર્શી મુનિઓએ ભાખેલો, સુરાસુરનો ( દેવ દાનવનો ) સંગ્રામ તરતમાં જ થવાનો છે. અને યુદ્ધમાં નિપુણ એવા તમે અમારા સહાયક છો. માટે તમારે શસ્ત્રનો ત્યાગ કરવાનો નથી. અને આ ઉર્વશી, જીવતાં સુધી, તમારી સહધર્મચારિણી રહેશે.

**ઉર્વશી** : અહો ! હાશ ! જાણે કોઈએ મારા હૃદયમાંથી શળ ખેંચી કાઢ્યું ન હોય !

**રાજા** : હું દેવોના અધિપતિને વશ છું.

**નારદ** : યોગ્ય છે.

તમારું કામ ઇન્દ્ર કરે અને તમે એનું ગમતુ કરો. સૂર્ય અગ્નિને પ્રજ્વલિત કરે છે અને અગ્નિ તેજથી સૂર્યને. ॥ ૨૦ ॥

( આકાશમાં જોતાં ) રંભા, સ્વયં મહેન્દ્રે તૈયાર કરેલી કુમાર આયુના યૌવરાજ્યાભિષેકની સામગ્રી લાવ.

( કહ્યા પ્રમાણે હાથમાં લઈને અપ્સરાઓ પ્રવેશ કરે છે. )

**અપ્સરાઓ** : ભગવાન, આ રહી અભિષેકની સામગ્રી.

**નારદ** : આયુષ્માનને મંગલ આસન પર બેસાડો.

**રંભા** વત્સ, આ બાજુ. ( કુમારને બેસાડે છે. )

**નારદ** : ( કુમારને મસ્તકે કળશ ઢાળીને ) રંભા, બાકીનો વિધિ પૂરો કરો.

**રંભા** : ( કહ્યા પ્રમાણે પૂરું કરીને ) વત્સ, ભગવાન અને માતાપિતાને પ્રણામ કર.

( કુમાર ક્રમ પ્રમાણે પ્રણામ કરે છે. )

**નારદ** : તારું કલ્યાણ થાઓ.

**રાજા** : કુલનો ધુરંધર બનજે.

**ઉર્વશી** : પિતાનું આરાધન કરનારો થજે.

( પડદા પાછળથી બે વૈતાલિકો )

**પહેલો** : યુવરાજનો વિજય થજો

અમર મુનિ અત્રિ જેમ બ્રહ્માને, ચંદ્ર જેમ અત્રિને, બુધ જેમ ચંદ્રને, અને મહારાજ જેમ ચંદ્રને તેમ, તમે લોકોને પ્રિય એવા ગુણોથી પિતાને અનુરૂપ (યોગ્ય, સદૃશ) બનજો તમારા ઉત્કૃષ્ટ વંશમાં (બધી) આશિષો સમાપ્ત થઈ છે (ફળી છે) ॥૨૧॥

**બીજો** ઉન્નત પુરુષોના અગ્રણી (મુખી) તારા પિતા અને સ્થિર ધૈર્યવાળા તારા વચ્ચે વહેંચાઈને રહેલી રાજ્યલક્ષ્મી, હિમાલય અને સમુદ્ર વચ્ચે વિભક્ત થયેલા જલવાળી ગંગા જેમ હવે, વધારે શોભી રહી છે ॥૨૨॥

**અપ્સરાઓ** (ઉર્વશી પાસે જઈને) સદ્‌ભાગ્યે (તારો) પુત્ર યુવરાજ બન્યો અને (તને) ભર્તાનો (પતિનો) અવિરહ (મિલન) પ્રાપ્ત થયો તેના વધામણાં

**ઉર્વશી** આ તો આપણા બધાનો સમાન અભ્યુદય છે (કુમારનો હાથ પકડી) આવ, પુત્ર, જ્યેષ્ઠ માતાને પ્રણામ કર

(કુમાર પગે પડે છે)

**નારદ** ઊભો રહે સમય આવ્યે તેમની સમીપ જશે

તમારા પુત્ર આયુના યૌવરાજ્યાભિષેકની શોભા અને ઇન્દ્રે મહાસેનને સેનાપતિ નીમ્યા તેનું સ્મરણ કરાવે છે ॥૨૩॥

**રાજા** આ પ્રમાણે ભગવાનનો અનુગ્રહ પામેલો તે કેમ યોગ્ય નહીં નીવડે?

**નારદ** બીજું વધારે તારું પ્રિય, ઇન્દ્ર, શું કરે?

**રાજા** ઇન્દ્ર જો મારા પર પ્રસન્ન હોય તો પછી મારે બીજું શું જોઈએ? તો પણ આટલું થજો

એકબીજાનો વિરોધ છતાં નહીં એક જ સ્થાનમાં લાગે જ જેમાં સંગતો શ્રી અને સરસ્વતીનો સંગમ સજ્જનોના ઉત્કર્ષને માટે સદાય થજો ॥૨૪॥

(બધા જતા રહે છે)

[પાંચમો અંક પૂરો]

મહાકવિ કાલિદાસ વિરચિત વિક્રમોર્વશીયમ્‌નું ગુજરાતી ભાષાન્તર

સમાપ્ત

# INTRODUCTION

## I. THE SANSKRIT DRAMA[1]

We shall begin with a brief outline of the general structure and arrangement of the Sanskrit Drama, without a knowledge of which the technical remarks on the construction of the present play here, as well as those made in the Notes, will not be intelligible to the general reader[2] Poetry in Sanskrit, from its inherent nature, as apart from its intrinsic merit, is divided into two kinds—दृश्य 'what is capable of being seen or exhibited and श्रव्य 'what can only be heard or chanted.' The drama falls under the first division. 'Rūpaka' is the general term in Sanskrit for all dramatic compositions, which also comprises a subordinate class called *Uparūpaka*. The 'Rūpaka'[3] which has Rasa or sentiment for its substratum, is divided into ten classes, *viz.*, नाटकं सप्रकरणं भाणः प्रहसनं डिम्भ। व्यायोगसमवकारौ वीथ्यङ्केहामृगा इति॥ Of the Uparūpakas or Minor Dramas there are eighteen species, the most important of which are *Nāṭikās* such as the Ratnāvalī, Viddhaśālabhañjikā etc., *Troṭakas* such as the Vikramorvaśīya and *Saṭṭakas* such as the Karpūramañjarī, —all differing very little from the general features of a *Nāṭaka*.

---

1 The first two Sections are almost the same as those prefixed to our Śāk.

2 The information given here has been mainly culled rom the Das'arūpaka. The minor particulars not noticed iere will be found in my Sāhityasārasamgraha (Nir. Ed.)

3 अवस्थानुकृतिर्नाट्यं रूपं दृश्यतयोच्यते। रूपकं तत्समारोपाद्दशधैव रसाश्रयम्॥ —R; रूप्यतेऽभिनयैर्यत्र यत्तु तद्रूपकं विदुः। नाटकादिरितिविषयम्। *Nāṭya* is nother and perhaps a wider term for the drama or the amatic art and is so called because it represents the ferent situations in (the scenes presented by) life. The e Bharata is the founder of the science of music and maturgy and his work is styled the *Nāṭya śāstra*. *Nāṭya* lso called *Rūpa*, in as much as it has *dṛśyatā* or the capay of being seen, and *Rūpaka* in as much as its subjecter is represented by actors assuming particular cters.

Having thus disposed of the divisions into which the whole of the scenic art is capable of falling, we turn to the principle of division among the *Rūpakas* themselves, which is threefold[1]–(1) वस्तु or the Plot of the play; (2) नेता or the Hero; (3) and रस or the Sentiment. These three are the essential constituents, nay, the very life-blood, of every dramatic piece. Each of these we shall succinctly deal with in its order.

## VASTU OR THE PLOT

*Vastu* is primarily of two kinds: आधिकारिक or 'Principal' and प्रासङ्गिक or 'Accessory.' The Principal is that which relates to the chief characters or the persons concerned with the essential interest of the piece, and pervades the whole arrangement. The Accessory is that which appears in furtherance of the main topic and is concerned with characters other than the Hero or the Heroine. This latter is of two kinds: viz. *Patākā* and *Prakarī*. Patākā or 'Banner' is an episode by which the progress of the plot is illustrated, furthered or hindered (so as to give additional interest to it). It is of considerable length, and sometimes extends to the very end of a play. The *Prakarī* is also an episodical incident–of limited duration and minor importance–one in which the principal characters take no part.

Besides these two, there are three other elements requisite for the development of the plot. These are बीज or the seed, बिन्दु or the drop, and कार्य or the final issue. *Bija* is the circumstance leading to the ultimate end briefly stated, which as the plot develops bears multifarious results[2], and which is as it were, the seed of the plot. *Bindu*[3] is what cements a break in the plot caused by the introduction of some other incident. *Kārya* is the final object of the plot, which being attained the whole is finished. These five are technically called Arthaprakrtis (अर्थप्रकृतयः).

The *Vastu* which is thus divided into five classes may again be divided into three classes according to the source of its derivation. It may be borrowed from history or tradition

---

1 वस्तु नेता रसस्तेषां भेदकः।
2 स्वल्पोद्दिष्टस्तु तद्धेतुर्बीजं विस्तार्यनेकधा।
3 अवान्तरार्थविच्छेदे बिन्दुरच्छेदकारणम्।

or it may be fictitious or mixed, *i. e.* partly drawn from history and partly the creation of the poet's fancy. A *Nāṭaka* belongs to the first class, a *Prakaraṇa* to the second.

As regards its development a dramatic plot has five stages or conditions called *Avasthās*. They are—(1) आरम्भ beginning or setting on foot of the enterprise, (2) यत्न effort, (3) प्राप्त्याशा prospect of success; (4) नियताप्ति certain attainment through the removal of obstacles, and (5) फलागम obtainment of the desired object. While these five stages are in progress there must be some links to connect them with the principal and subordinate parts of the main action (the episodes and incidents). These are called the *Saṁdhis*. They are five in number, answering to the five *Arthaprakṛtis*, each of which is joined with its corresponding stage, *viz.* मुख, प्रतिमुख, गर्भ, अवमर्श, and निर्वहण (also called उपसंहृति or उपसंहार). This *Mukhasaṁdhi* is the combination of the Bīja and Ārambha, i. e wherein the seed is sown, so to speak, with all its *Rasas*. In the *Pratimukha* there is the means (*yatna*) to the chief end, as originally implied by the Bīja in the Mukha which herein sprouts up. In the *Garbha* there is attainment and non-attainment of the desired and implying a further sprouting up of the original Bīja. There are impediments, but the main plot gains ground under resistance. The *Avamarśa saṁdhi* is that in which the seed attains a more luxuriant growth than in the *Garbha*, being accompanied by *Niyatāpati* of the end, but, whose final result is postponed further off by fresh impediments of various sorts (as in the S'ākuntala the King's forgetting Śakuntalā after marriage owing to Durvāsas' curse). The *Nirvahana* or consummation is the harmonious combination of all the aforesaid parts in the final catastrophe.

The subject-matter, whether historical, fictitious or mixed is, from its inherent nature, capable of a twofold division. It is divided into—(1) सूच्य deserving to be suggested or implied only, as being of a dry or otherwise unfit character; and (2) दृश्यश्रव्य fit to be represented and heard as being highly sentimental and pleasing. The suggestions or implications are made in five ways: विष्कम्भचूलिकाङ्कास्याङ्कावतारप्रवेशकैः। (1) For *Viṣkambha* see Notes Act III. (2). *Chūlikā* is the suggestion of some incident from behind the scenes (नेपथ्ये). (3) An अङ्कास्य[1] is one wherein is suggested by the actors at

1 अङ्कान्तपात्रैरङ्कास्यं छिन्नाङ्कस्यार्थसूचनात्।

the time of their departure the connexion between the Act finished and the one to be commenced, which otherwise would look disconnected, as the speech of Kāmandakī and others at the end of the 3rd Act of the Mālatī-Mādhava (4) अङ्कावतार[1] consists in implanting the seed of the subject-matter of an Act in the previous Act before it has drawn to the close, so that the Act following is a continuation of the one preceding; *e. g.* the sixth Act of the S'ākuntala the germ of which is cast at the end of the fifth Act; Mālavikāgnimitra II. and Mālatī-Mādhava II. are other instances. (5) A प्रवेशक or 'Introducer' is one of which being interposed between any two Acts suggests like the Viskambhaka some past or future event to show the connection between the parts of the story through the conversation of *low* characters. It can never introduce the first Act. According to Jagaddhara the language in a Praves'aka is generally S'aurasenī or any similar dialect as opposed to the Sanskrit found in a S'uddhaviskambhaka.

The subject-matter is further divided into three kinds— सर्वश्राव्य or प्रकाशं, अश्राव्यं or स्वगतं, and नियतश्राव्यम्. The terms are explanatory of themselves. The last is of two kinds: जनान्तिकं and अपवारितकं (which are explained in the Notes). Independent of these divisions there is one called आकाशभाषितं (आकाशे), or ' speech from the void '.

### *NETĀ* OR THE HERO

The Hero is required to be modest, decorous, comely, munificent, civil, of sweet address, eloquent, sprung from a noble family &c.[2] Heroes are mentioned to be of four kinds:

---

1 अङ्कावतारस्त्वङ्कान्ते पातोऽङ्कस्याविभागतः।

The distinction, however, between an Aṅkāsya and an Ankāvatāra is considered by some to be merely imaginary. Viśvanātha actually supplants the latter by Aṅkamukha which he defines as that where, in one Act, the substance of all the other Acts is suggested.

2 नेता विनीतो मधुरस्त्यागी दक्षः प्रियंवदः। रक्तलोकः शुचिर्वाग्मी रूढवंशः स्थिरो युवा ॥ बुद्ध्युत्साहस्मृतिप्रज्ञाकलामानसमन्वितः। शूरो दृढश्च तेजस्वी शास्त्रचक्षुश्च धार्मिकः ॥ मेदैश्चतुर्धा ललितशान्तोदात्तोद्धतैरयम् ॥ D.-R.

viz. धीरोदात्त, धीरललित, धीरशान्त and धीरोद्धत. '*Dhīrodātta*' or the Hero of sublime qualities, is one who is magnanimous, patient, not given to boasting, self-possessed, of firm resolve, whose high spirit is concealed and who is true to his engagements. We are not concerned with the other three classes of Heroes here. Each of these Heroes may be of one or other of four sorts. He may be दक्षिण or 'gallant', *i. e.* equally devoted to many women though principally attached to one; or शठ 'sly', *i. e.* one, who being attached to one lady, covertly acts in a way unpleasant to her; or he may be धृष्ट 'bold', openly making his profession to another, and not ashamed even when reproached; or lastly he may be अनुकूल 'favourable', devoted to one Heroine only. The धीरोदात्त hero has eight manly qualities-शोभा, विलास, माधुर्य, गाम्भीर्य, धैर्य, तेजस, ललित, and औदार्य.

Among the assistants of the Hero, the principal is पीठमर्द the hero of the Patākā or episode, clever in discourse, devoted to his master, and a little inferior to him in qualities. Next comes the Vidūsaka, his constant companion, whose business consists in the repartees of wit, in helping his friend in his love-intrigues and thus assisting in the general *denouement* of the play. The third, and of equal rank with the Vidūsaka, is Vita, who knows one art only and is thereby useful to the Hero. The Hero thus equipped may still take into his service ministers of state and ministers of religion, ascetics, &c. as well as eunuchs, mutes, barbarians (Yavanas) &c. Sometimes there may be a Rival-Hero called प्रतिनायक, who is avaricious, bold, impetuous, criminal and of evil conduct.

Nāyikā or the Heroine, who must be possessed of qualities similar to those of the Hero, is of three kinds.[1] She may be the wife of the hero (स्वीया), as Sītā in the Uttar., or one belonging to another (अन्या or परकीया), or a common woman (सामान्या or साधारणस्त्री) as Vasantasenā in the Mṛch. The परकीया (so called because she is in the power of her guardian) may be a maiden or the wife of another. But the latter must not be introduced as the Heroine in a play.[2] The maiden's love, however, better helps the *rasa* and is,

---

1 स्वान्या साधारणस्त्रीति तद्गुणा नायिका त्रिधा ।
2 अन्यस्त्री कन्यकोढा च नान्योढाङ्गिरसे क्वचित् ।

therefore, the most favourite theme with many Sanskrit poets. *Further divisions and subdivisions of the Nayika* are not introduced here, as they have very little to do with the construction of the drama. For her assistants the Heroine *may* have a सखी, दासी, धात्रेयी, प्रतिवेशिका *and others*, possessing qualities corresponding to those of the friends of the Hero

## *RASA* OR SENTIMENT

*Rasa* is that lasting impression or feeling produced to his overwhelming delight in a man of poetic sensibility by the proper action of the *Vibhavas,* and *Anubhavas* as well as the *Sattvikabhavas* and the *Vyabhicaribhavas*[1] Bhāva (भाव) or Feeling is the complete pervasion of the heart by any emotion, whether of pleasure or of pain, arising from the object under sight Vibhava (विभाव) or an Excitant is that which being perceived nourishes the main sentiment. It is divided into *Ālambana,* that which is, as it were, the support or substratum of the *Rasa*, the person or thing with reference to which a sentiment arises—such as the Hero or the Heroine, and *Uddipana,* or what excites or enhances (adds to the development of) the sentiment, such as the moon, the beauties of the vernal season &c, beauty, *decorations &c of the principal characters,* in *the case of* शृङ्गार *Anubhava* or Ensuant is the outward manifestation of the internal feeling through the eyes, face &c The Sattvika or natural *bhavas* are a subdivision of *Anubhava,* and are mentioned as eight in number–स्तम्भप्रलयरोमाञ्चा खेदो वैवर्ण्यवेपथू। अश्रुवैस्वर्यमित्यष्टौ। The *Vyabhicaris* or the Accessories are those Bhāvas which are not strictly confined to any *Rasa*, but appearing and disappearing, like waves in the ocean, they serve as feeders to the prevailing sentiment and strengthen it in different ways *Sthayibhava* (स्थायिभाव) or the Permanent Sentiment *of a composition* is one—the ocean melting all salt into water—which, not being inter-

---

1 विभावैरनुभावैश्च सात्त्विकैर्व्यभिचारिभि । आनीयमान स्वादुत्व स्थायीभावो रस स्मृत ॥ सुखदु खादिकैर्भावस्तद्भावभावनम् । ज्ञायमानतया तत्र विभावो भावपोषकृत्॥ आलम्बनोद्दीपनत्वप्रभेदेन स च द्विधा। अनुभावो विकारस्तु भावसंसूचनात्मक ॥

rupted by any sentiment contrary or akin to its nature occurring at intervals, converts all of them into its own nature.[1] Now a *Rasa* would prove contrary to another if the आश्रय or substratum of both were the same. But as अङ्गी (principal) and अङ्ग (subordinate) a रस may be mixed with one or more of others.

*There are eight Sthāyibhāvas:* रति, हास, शोक, क्रोध, उत्साह भय, जुगुप्सा and विस्मय, on which are based respectively the eight sentiments: शृङ्गार the Erotic, हास्य the Comic, करुण the Pathetic, रौद्र the Furious, वीर the Heroic, भयानक the Terrible, बीभत्स the Loathsome, and अद्भुत the Marvellous. There is a ninth sentiment, that of शान्त the Quietistic, having शम or tranquility for its Sthāyibhāva. But it is not suited to dramatic purposes and rarely occurs as a main sentiment in a drama. Of these eight sentiments, शृङ्गार and हास्य, वीर and अद्भुत, बीभत्स and भयानक, and रौद्र and करुण are akin to each other, as they proceed from the same condition of the mind. As we are concerned with the Erotic alone, that being the prevailing *sentiment in Kālidāsa's plays*. We shall say something about it here. शृङ्गार is mainly divided into विप्रलम्भ or Love-in-separation and संभोग or Love-in-union. The former, the Daśarūpaka subdivides into two kinds: अयोग the Non-consummation of marriage, and विप्रयोग the Separation of the lovers deep in love after marriage. The former, which arises from the dependent position of one or the other of the parties, or through distance, or through the intervention of adverse fate, has ten stages, अभिलाष, चिन्ता &c. mentioned in the com. *चिन्ता 'anxiety' occurs through मान, प्रवास or some* such cause. मान, '*jealous anger*', arises from a breach in the duties of *love* (प्रणयभङ्ग) and may be on both sides (rarely, however, the Nāyaka is *mānī*). This मान has several varieties, such as ईर्ष्यामान, अनुमानितमान &c. It is capable of being dispelled in six ways–साम्ना भेदेन दानेन नत्युपेक्षारसान्तरैः–and is called गुरु, लघु or मध्यम according to the greatness or the smallness of the effort required to make the *Nāyikā* give it up. संभोग is when the two lovers are in the enjoyment of each other's company, engaged in looking at each other, *kissing* each other &c.

---

1 विरुद्धैरविरुद्धैर्वा भावैर्विच्छिद्यते न यः। आत्मभावं नयत्यन्यान्स स्थायी लवणाकरः॥

## THE GENERAL CONDUCT OF THE *NĀṬAKA*

Every dramatic piece opens with a prelude or prologue (प्रस्तावना) which is itself introduced by what is called the *Nāndī*. This Nāndī, according to some, must suggest the gist of the whole plot. The Sūtradhāra may sometimes retire after the recital of the Nāndī, in which case another actor called स्थापक (for he *establishes* as it were the topic of the play) takes his place. In the Prelude, which may begin with a brief allusion to the poet's literary attainments, his genealogy &c., the Sūtradhāra or the Sthāpaka suggests the subject in the form of the Bīja, or by a simple beginning, or by naming the character about to enter (as in the Śākuntala). He must please the audience with sweet songs descriptive of some season and couched in the Bhāratīvṛtti. The प्रस्तावना is of two kinds-(1) प्ररोचना as in the Ratnāvalī, and (2) आमुख in which the Sūtradhāra holds conversation with the actress or his assistants, bearing on the subject to be introduced. This latter is of three kinds, of which one is प्रयोगातिशय. When the entry of a character is directly indicated by the Sūtradhāra saying 'Here he enters', that is Prayogātiśaya.

The Prelude being over the piece is commenced, being hereafter arranged and exhibited in the manner indicated in the three foregoing Sections. The whole matter should be well determined and divided into Acts and Scenes. A Nāṭaka may consist of from five to ten Acts. The Hero should be Dhīrodātta. The prevailing sentiment should be शृङ्गार or वीर (or sometimes करुण), others being introduced as conducive to its development. Nothing should be introduced in the play which either misbeseems the Hero or is discordant with the main sentiment. An Act must not be tiresomely long, should be full of *Rasa*, and introduced by *Viṣakambhaka* etc according to necessity. Its close is marked by the exit of all characters. Such incidents as journeys, massacres, wars &c, should not be represented in a play; they may only be indicated. The death of the Hero must never be exhibited. This accounts for the somewhat monotonous character of Sanskrit plays and the absence of tragedies in Sanskrit[1] The play should end, as it began, with a benediction or

1 Wilson observes—"They (the Hindu plays) never offer a calamitous conclusion, which, as Johnson remarks, was enough to constitute a Tragedy in Shakespeare's days; and

prayer, called the Bharatavākya, which is repeated by the principal personages, and contains an expression of their wishes for general prosperity and happiness. The Unity of interest or action must be maintained throughout. As regards the language to be used in a piece, Hero and the higher characters speak in classical Sanskrit, while females and other minor characters speak in the different Prakrit dialects.

The student will see from the foregoing sketch, that the characteristic peculiarities of the Indian drama are mainly three :—(1) its peculiar structure ; (2) the absence of the distinction between Comedy and Tragedy ; (3) the diversity of language to be spoken by the characters. The above-mentioned general characteristics of a Nātaka belong with certain modification to the other divisions of the Rūpaka as well. Of these we may notice the Prakarana and the Troṭaka. The plot of a प्रकरण should be fictitious and drawn from real life in a reputable class of society. The Hero, who must be धीरप्रशांत, may be of ministerial rank or a Brāhmana or a merchant (Vaiśya). The Heroine may be a maiden of a noble family, or a courtesan. The most appropriate sentiment is the Erotic. Gamblers and other low characters should be introduced. There should be ten Acts. The Mālatī Mādhava and the Mṛcchakaṭika belong to this species. A Troṭaka may consist of 5, 7, 8, or 9 Acts. The characters to be represented should be celestial as well human (as in the Vik.). The Vidūṣaka should take a prominent part in it and be present in every Act. The prevailing sentiment should be शृङ्गार. In other particulars it does not differ from the Nātaka.

---

although they propose to excite all the emotions of the human breast, terror and pity included, they never effect this object by leaving a painful impression upon the mind of the spectator. The Hindus in fact have no Tragedy.........The absence of tragic catastrophe in the Hindu dramas is not merely an unconscious omission; such a catastrophe is prohibited by a positive rule. The conduct of what may be termed the classical dramas of the Hindus is exemplary and dignified. Nor is its moral purport neglected; and one of their writers declares, in an illustration familiar to ancient and modern poetry, that the chief end of the Theatre is to disguise by the insidious sweet, the unpalatable but salutary bitter, of the cup."

